# અંત્યજ ભાઈઓને સંદેશ

(ભાગ ૨ જો)

# શુદ્ધિનો પોકાર.

લેખક.

મોહમ્મદ અમીન વિસનગરી

(રાંદેર)

તે, માજી

ખુશાલભાઈ દુધાભાઈ જાદવ

હેડમાસ્તર ડભોઈ અંત્યજ તાલુકા સ્કૂલ

અને

ઉપ પ્રમુખ ડભોઈ વિભાગ વણકર સમાજ.

# સૂચના.

બ્હાર ગામથી આ પુસ્તક મંગાવનારે અર્ધા આનાની એક પોસ્ટેજ ટિકીટ નીચેના શિરનામે મોકલવી.

મુન્શી મોહમ્મદ અમીન વિસનગરી.
મુકામ રાંદેર.
જીલ્લે સુરત.

---

છપાવી પ્રસિદ્ધ કરનારઃ-મુનશી મોહંમદ અમીન વિસનગરી
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણુંઃ રાંદેર. (જી સુરત).

છાપનારઃ-ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક
છાપવાનું ઠેકાણુંઃ-શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ, બરાનપુરી ભાગળ
ભાજીવાળી પોળ, અનાવિલ લૉજની બાજુમાં-સુરત.

# આભાર આશિર્વાદ અને અપીલ.

મારાં બે પુસ્તક "અંત્યજ ભાઇઓને સંદેશ" અને "અંત્યજ ભાઇઓને સંદેશ" (ભાગ ૨ જો) ઉર્ફે "શુદ્ધિનુ પોકળ" મેહફિલે ઇસ્લામ કુતુબખાનાએ પોતાની શાખા દાવતુલ ઇસ્લામ તરફથી છપાવી આપવા અને પ્રજાને ભેટ આપવાની જે અતી કૃપા દાખવી છે, તે માટે હું એ સંસ્થાનો, એ ખાતાને મદદ કરનારાઓનો, અને તેના કાર્યકર્ત્તા અને સંચાલકોનો અંતઃકરણપૂર્વક અનહદ આભાર માનું છું અને ખુદાથી દુઆ ગુઝારૂં છું કે ખુદા એ સર્વે સાહેબોને એ સદ્દકાર્યનો બદલો તેમને દીન અને દુન્યામાં આપો, અને તેમને પવિત્ર ઇસ્લામની સેવા કરવાની વધુ ઉત્કંઠા અને ઉંચ હિંમત અર્પો.

મુસ્લિમ ધનવાનોને અપીલ કરૂં છું કે આવા ઇસ્લામી અને તબલીગી સંસ્થાને પોતાની મદદ કરવી એ તેમણે પોતાનું પરમ કર્તવ્ય સમજવું જોઇએ, ઇસ્લામી શિક્ષણ, અને ઇસ્લામી સાહિત્યનો પ્રચાર કરતી અને ઇસ્લામનું આમંત્રણ આપતી ઉપરોક્ત સંસ્થા ગુજરાતના દરેકે દરેક શહેર અને કસ્બાઓમાં સ્થપાવી જોઇએ. આમ થશે ત્યારેજ ઇસ્લામની ખરી તબલીગી સેવા મુસ્લિમ-ગુજરાતે બજાવેલી ગણાશે.

લેખક

# ઉપોદ્ઘાત.

સર્વજ્ઞ, સર્વ શક્તિમાન કૃપાળુ કિરતાર કે જેણે હિન્દુ ધર્મ અને હિન્દુ જાતિના અંત્યજો પર થતા જુલ્મોથી ત્રાસ પામેલા મારા હૃદયમાં ઇસ્લામ જેવા પવિત્ર અને સાચા વિશ્વ ધર્મની ખુબીઓ ઉતારી, મને ઇસ્લામનો સતમાર્ગ બતાવ્યો, અને ઇસ્લામની ખુબીઓ અંત્યજ ભાઇઓને જણાવવા અને તેમને હિન્દુઓની સામાજીક ગુલામીમાંથી અને અધોગતીમાંથી ઉંચ ઉન્નતિ પર ચઢાવવા ઇસ્લામનો સાચો સંદેશ પહોંચાડવા ખાતર એક પુસ્તક "અંત્યજ ભાઇઓને સંદેશ" પ્રગટ કરવાની બુધ્ધિ અને તોફિક મુજ રંકને જેણે અર્પી તે મહાન માલીકની હું પ્રથમ અનહદ પ્રસંશા તારીફ કરી તેનો હજારો, આભારો ઉપકાર માનું છું, અને પછી જગતને પવિત્ર ઇસ્લામનો સાચો સંદેશ પહોંચાડનાર, ઇશ્વરી-જ્ઞાન પ્રકાશ વડે વિશ્વમાંથી અજ્ઞાન-અંધકાર મટાડનાર, આભડછેટ અને જાતીભેદને નષ્ટને નાબુદ કરનાર, જગતને ભાઇચારાનો પાઠ ભણાવનાર અખિલ જગત માટે રહમત સમાન, ખુદાના અંતિમ પેગમ્બર મોહમ્મદ મુસ્તુફા (સલ૦) પર હજારો અને લાખો દરૂદ અને સલામ મોકલી હું વાંચક બંધુઓને જણાવીશ કે "અંત્યજ ભાઇઓને સંદેશ"ના પ્રથમ

પુસ્તકમાં, મેં કેવળ અંત્યજ ભાઇઓને તેમની પડતી દશાનું ભાન કરાવવા, તેમને હિન્દુ જાતીની ત્રાસદાયક સામાજીક ગુલામીથી મુક્તિ મેળવવા અને તેમને આ લોકને પરલોકમાં ઉંચ સ્થાને પહોંચાડવા ખાતર ઇસ્લામનો સાચો સંદેશ એ પુસ્તકમાં સંભળાવ્યો હતો. એ પુસ્તકની અસર અંત્યજ ભાઇઓ પર સારી થઇ, તેની દલીલ એ છે કે એ માટે મારા પર સેંકડો અંત્યજ વિદ્વાનો અને બીજાઓના પત્રો આવ્યા. પત્રો ઘણા છે, તે સર્વ અત્રે ટાંકું તો, એ પત્રોનુંજ એક પુસ્તક બને, તેથી સ્થળ સંકોચને લઇને અત્રે એકજ પત્ર ટાંકી બતાવું છું. તે ઉપરથી જણાશે કે અંત્યજ ભાઇઓ પર આ પુસ્તકે કેવી સારી અસર કરી છે, અને કેટલે અંશે તેમને જાગૃત કર્યા છે, અને ઇસ્લામ તરફ કેટલા આકર્ષાયા છે. એ પત્ર નિચે પ્રમાણે છે.

વડોદરા તા૦ ૧૨-૯-૨૭

ભાઇશ્રી ખુશાલભાઇ જાધવ.

આપે જે સંદેશ "અંત્યજોને સંદેશ" નામની બુક બ્હાર પાડી છે તે માટે આપને અનેકશઃ ધન્યવાદ ! આપે આ બુક લખી ખરેખર આપણી જાતી ઉપર અંત્યત ઉપકાર કર્યો છે. અને ખરેખર તેમ કર્યા વગર છૂટકો છેજ નહિં, હું આપના લખાણુથી તરતજ તે તરફ આકર્ષાઈ ગયો છું. પણ શું કરૂં ? લાચાર છું ! કદાચ

આ પવિત્ર મઝહબમાં આવવાથી મારા માથે મારા કુટુંબ તરફથી કાંઈ ઘોર સંકટ આવી પડે એમ ભાસે છે. હું એક વિદ્યાર્થી છું. હાલમાં નોકરીનો ધંધો કરૂં છું. મને આનંદ અને મઝા છે પણ શું કરૂં ! મ્હારી સાથે મ્હારા કેટલાક ભાઇબંધો છે ; તે પણ કદાચ મ્હારાથી વિખુટા પડી જાય જેથી મ્હારો એક આધાર સ્તંભ તુટી પડે તે માટે અચકાઉં છું. મારા ભાઈબંધોને હું આ તરફ દોરવા બનતો પ્રયત્ન કરીશ. આ પ્રમાણે કરવા માટે આપ આપની બહાર પાડેલી ચોપડીઓ લગભગ વધારે કોપીઓ મારા એક મિત્રના સરનામે મોકલી આપશો—જેથી મને હાલમાં કોઇ જાતનાં નુકશાન થવાનો સંભવ ના રહે. હુ જરૂર મ્હારાથી બનતો પ્રયત્ન કરીશ. હવે હું આ......હિંદુ જાતી તરફથી કંટાળી ગયો છું. એવામાંજ આપ-જેવા સારા માણસનું લખાણ મળ્યું. આપના લખણે મને ખરેખર આશ્વાસન આપ્યું છે. અને મને આશા છે કે થોડાજ વખતમાં હું મ્હારા મિત્રો સહિત આપના ચરણોમાં હાજર થઈશ. પત્રનો જવાબ જરૂર આપશો પત્ર ખાનગીમાં રાખશો.

લી૦...............

આ પત્ર મોકલનાર મહાશયનું નામ તેમની સૂચના અનુસાર ગુપ્ત રાખવામાં આવે છે.

આથી પ્રથમ પુસ્તકની અંત્યજો પર જે અસર થઇ તે વાંચકોએ જાણી પરંતુ સ્વાર્થીઓ પર જે અસર થઇ તે અત્રે લખવું અવશ્યનું છે. આર્ય સમાજના કેટલાક કાર્યકર્ત્તાઓ પુસ્તક વાંચી અને તેની અંત્યજો પર થએલી અસર નીહાળી ખળભળી ઉઠયા છે, હિન્દુ જાતીના અંત્યંજો પર ગુઝરતા અન્યાય અને આર્ય સમાજે અંત્યજો માટે પાથરેલી પ્રપંચી જાળનું પોકળ ઉઘડયાથી એ લોકો મારાં પર ઘણા છેડાયા છે. કેટલાક આર્ય વર્તમાન પત્રોએ મને પેટ ભરી ગાળો ભાંડી છે. એ સિવાય તેઓ કરીએ શું શકે? ગાળો ભાંડવી કોઇની નીંદા કરવી એ તો હાલ આર્યોનું કર્તવ્ય થઇ પડયું છે અને એ તો એમની ખાસ પીછાણ છે, ગાળોથી પેટ ન ભરાતાં એ લોકે ખોટાં ને જુઠાં હેન્ડબીલો મ્હારી વિધવા ભાભીના નામે પ્રેસનું નામ આપ્યા વીના પ્રગટ કરાવ્યાં. મજકુર હેન્ડબીલમાં પહેલેથી લઇને છેલ્લે સુધી ખોટી ખોટી અને તદ્દન જુઠી વિગતો લખી મને હલકો પાડવાની નીચ કોશીશ કરી છે. પરંતુ ખુદા જેને ચાહે છે તેને કિર્તી અર્પે અને જેને ચાહે તેને અપકિર્તી દે. એ તો તેના હાથમાં છે.

મુદ્દઈ લાખ બુરા ચાહે તો કયા હોતા હૈ
વોહી હોતાહૈ જો મન્ઝુરે ખુદા હોતા હૈ.

"દુઃખે પેટ ને કુટે માથું" તેમ આજે આર્યસમાજના કાર્યવાહકો કરી રહ્યા છે. મેં અંત્યજ ભાઈઓની દશા વિષે કંઈક લખ્યું, એટલામાં તો, એ ભાઈઓએ અંત્યજ ભાઈઓને સમજાવવા ખાતર ને ઉંધે રસ્તે દોરવવા ખાતર કંઈ કંઈ કાવત્રાંઓ કરી તેમને ઉપર ટપકેના આશ્વાસન આપવા મંડી ગયા અને કેટલાક સ્વાર્થી અને અણુસમજુ અંત્યજો પાસે લેખો લખાવી પોતે અળગા રહી બીજાઓને હોળીના નાળીએર બનાવ્યા છે. પરંતુ હું, એ કાવત્રાંખોરોને કહીશ કે અંત્યજો હવે તમારી જાળથી ચેતી ગયા છે. હવે તેમને પંપાળવાથી કે જુઠા વાયદા, ખોટા લાભો અને ખોટી વિગતો બહાર પાડી ભમાવવાથી તમારા ફૂંદામાં ફસશે નહિં. તેમજ મારા ઉપર ખોટા આક્ષેપો લગાડવાથી હું પણ તમારી સમાજથી ડરૂં તેમ નથી. અંત્યજ ભાઈઓની જે લાગણી મારા હૃદયમાં છે તે લાગણી મને સત્યવાત બહાર પડાવવા વિના રહેશે નહિં. પછી ભલે મારા અંત્યજ ભાઈઓમાંથી પણ કેટલાક અણુસમજુ માણુસો કંઈક સ્વાર્થના લીધે મારી વાતને જીભે ન માને, પરંતુ તેમનું અંતઃકરણ તો મારી વાત કબુલ રાખશેજ. ભલે તેઓ પોતાની ભલાઈની વાતોને કોઈ લાલચને વશ થઈ કે અહંકારના લીધે દુરાગ્રહ કરી મારી વાતોને ઠોકરે ઉરાડે પરંતુ હું તો મારા અંત્યજ ભાઈઓની ભલાઈની વાતો

તેમના આગળ મૂકીશજ. એ ભલાઈની વાતો માનવી અને તેમના પર અમલ કરવો એ અંત્યજ ભાઇઓનું કાર્ય છે. તેમને ભલાઈનો માર્ગ બતાવવો અને તે માર્ગ પકડતાં સહાય આપવી એ મારી ફરજ છે.

ઉપલા પત્રમાં એક વિદ્વાન અંત્યજ ભાઈએ ઈસ્લામ સ્વીકારવામાં એને જે કુટુંબી વિઘ્નો આડે આવે છે, એવાં વિઘ્નો એકલ દોકલને ઇસ્લામ સ્વીકારતાં નડવાનાંજ. મને પણ પ્રથમ એજ વિઘ્નોનો ભય હતો. પરંતુ "મન હોયતો માળવે જવાય" તેમ તમારી ઈચ્છા શકિત અને આત્મ શકિત મજબુત હશે તો એ સર્વ માયાનાં મિથ્યા બંધનોનો આપોઆપ ઉકેલ થઈ જશે.

આલોકને પરલોકનાં અનેક લાભ મેળવતાં એકાદ લાભને તરછોડવો પડે છે. સમાજ સુધારકોને પણ પહેલાં એવાં વિઘ્નો નડયાં છે. પણ પાછળથી પ્રજાએ તેમનાં ચર્ણોનાં ચુંબન કર્યાં છે. જેમ હિંમત વગર મોટું કાર્ય થઇ શકતું નથી તેમ ધર્મ પરિવર્તન માટે પણ હિંમતની જરૂર છે. એકાદ માણસ જો ઇસ્લામ સ્વીકારવા હિંમત કરે તો તેણે સ્થાનીક મુસ્લિમ અગ્રેસરોની સાથે અથવા બીજા શહેરોના ઇસ્લામી ખાતાઓ સાથે પત્ર વ્યવહાર કરી સહાય માગવી ઘટે છે. તેમ રાંદેર જેવા ધનાઢય કસ્બામાં પણ એવાં ખાતાં પુષ્કળ છે જ્યાં કોઇ પણ નવ મુસ્લિમને

પ્રાથમીક સર્વે સહાયો મળી શકે છે. આતો એકાદ વ્યક્તિની વાત થઈ પરંતુ જો વિદ્વાન અંત્યજો અને અગ્રેસર પુરૂષો પોતાની કોમને હિન્દુજાતીની ગુલામીમાંથી કાઢવા માગતા હોય તો તેઓએ પ્રજાની મનોવૃત્તી કેળવવી ઘટે છે. અને ઇસ્લામ ધર્મ તરફ તેમના મન વાળી અખિલ સમાજ સાથે ઇસ્લામી સમાજમાં દાખલ થવું જોઇએ કે જેથી કોઈ પણ કુટુંબી અડચણો કે માયાનાં વિઘ્નો આડે આવશેજ નહિં. આથી મારા અંત્યજ વિદ્વાન ભાઇઓ, અગ્રેસરો અને અખિલ અંત્યજ જાતી (વણુકર, ચમાર, ગરોડા, તુરી, બાવા, ભંગીભાઇઓ વગેરે)ને અપીલ કરૂં છું કે આ પુસ્તક "અંત્યજ ભાઇઓને સદેશ" ભાગ ૨ જો ઉર્ફે "શુદ્ધિનું પોકળ" ધ્યાન પૂર્વક વાંચે અને તે પર મનન કરી તે પ્રમાણે અમલ કરવાની કોશિષો કરે અને પોતાની ભવિષ્યની પ્રજા અને હાલનાં તમારાં નાંનાં કુમળાં બાલુડાં-ઓને હંમેશને માટે હિન્દુજાતિની સામાજીક ગુલામીમાંથી ઉગારે. કુદરતે તમને આજે તક આપી છે. જો એ તકનો લાભ ન લેશો તો પછી પસ્તાશો, અને તમારી ભવિષ્યની પ્રજાને હંમેશ ગુલામીમાં રાખવાનું પાપ તમે હાથે કરીને તમારે માથે વહોરશો. જે સાહેબોએ એ બાબતસર કંઈ પૂછાવવું હોય તેણે અમારા સરનામે પત્ર વ્યવહાર કરવાથી સર્વે બાબતો માટે સલાહ આપવામાં આવશે.

આ પુસ્તકમાં હિન્દના અસલ વતની શુદ્રો (અંત્યજો વગેરે) કોણ હતા, તેમને કહેવાતી ઉંચ હિન્દુ જાતીએ કેવી રીતે ગુલામ બનાવ્યા વગેરે બાબતો હિન્દુઓના મ્હોડે વર્ણવી છે. આર્યસમાજ અને હિન્દુ ધર્મના શાસ્ત્રો મનુ-સ્મૃતિ, વેદ, સત્યાર્થ પ્રકાશ વગેરે પુસ્તકોમાંથી, અંત્યજો માટે કેવા અત્યાચારી અને જુલમી કાનુનો છે તે સર્વે ટાંકી બતાવ્યા છે. શાસ્ત્રોમાં અંત્યજો માટે આવા કાનુનો હોવા છતાં આજે કેટલાક આર્ય અને હિન્દુ લિડરો અંત્યજો સાથે કેમ લાગણી બતાવી તેમને શુદ્ધિની જાળમાં ફસાવવા માગે છે તેનું પોકળ એમાં સચોટ અને સત્ય રીતે ઉઘાડવામાં આવ્યું છે, અને અંત્યજોને પોતાની ખરી દશાનું ખરેખરૂં ભાન કરાવ્યું છે. વળી એમાં સનાતન ધર્મ, આર્યસમાજ કે વૈદક ધર્મ ખ્રિસ્તી અને ઇસ્લામ ધર્મ પર ટુંક વિવેચન કરી ઉપરોક્ત ધર્મો પર પ્રકાશ નાંખવામાં આવ્યો છે. મારા સર્વે અંત્યજ ભાઇઓને નમ્ર વિનંતી છે કે તેઓ, દ્વેષ, અદેખાઇ, દુરાગ્રહ અને ક્રોધ જે કંઇ હ્રુદયમાં હોય તેને આ પુસ્તક વાંચતી વેળા લગાર કૃપા કરી તરછોડી અપક્ષપાત દ્રષ્ટીએ વાંચે અને તે પર એકાંતમાં મનન કરી વીચારે. જો પુસ્તકમાંની વાતો સાચી લાગે તો તે પર અમલ કરવા કમર કસે, અને તમને રૂચતી ન આવે તો તમને જેમ ઠીક લાગે તેમ વર્તવા હું તમારી ન્યાય બુદ્ધિ પર છોડું છું.

સાથે એ વાત પણ ધ્યાંનમાં લેવી અંત્યજ ભાઇઓને ઘટે છે કે ઇસ્લામ એક સત્ય અને વિશ્વધર્મ છે, તેમાં તમને દાખલ કરાવવાથી મુસલમાનોની કોઇ આર્યોની પેઠે પોલિટીકલ ચાલ નથી, કોઇ લાલચ નથી, મુસ્લિમો પાસે કોઇ મહા વિધવાઆશ્રમો કે મહાન શુદ્ધિ ફંડ જેવા કરોડોનું ફંડ નથી કે તમે ઇસ્લામમાં આવતાં માલા માલ થઇ જાઓ કે કન્યાઓ મળી જાય. એવી લાલચો મુસ્લિમોમાં નથી, અહિંયાં તો સત્યવાત ને સીધી વાત છે. લાલચ અને લોભથી કે ફક્ત સ્વાંર્થ ઘડવાને માટેજ કે નાણું બનાવવા ખાતરજ કોઈ ભાઇ "શિરા માટે શ્રાવક ન બને" પરંતુ નિઃસ્વાર્થપણેજ ઇસ્લામની સત્યતા, તેના સામાજીક, રાજદ્વારી અને ધાર્મિક ફાયદાઓ દેખી પોતાની ગુલામીની સાંકળો તોડવા અને જાતી ઉધ્ધાર અર્થે મુસ્લિમ બનશે તો તેને દરેક સહાય ખુદાના તરફથી મળશેજ એ નક્કી. મુસ્લિમોમાં ધનવાનો પણ છે ને ગરીબો પણ છે. છતાં ઈસ્લામી સંગઠનની ખાસ ખુબી એ છે કે ગરીબમાં ગરીબ મુસલમાન પણ એક નવ મુસ્લિમને પોતાની બનતી મદદ આપવા ચુકતો નથી અને ચુકશે નહિં.

અંતે હું ખુદાથી દુવા કરૂં છું કે હે ખુદા! તું મારી વાતોને મારા અંત્યજ ભાઇઓનાં હૃદયમાં સ્થાન આપજો. તેમની અધોગતીનું તેમને ભાન કરાવી તેમને ઇસ્લામની

સત્યતા દાખવજો, કે જેથી તેઓ પોતે અને પોતાની ભવિષ્યની પ્રજાને આ અધોગતીના ખાડામાંથી કહાડી આ લોકને પરલોકમાં સુખી જીવન પ્રાપ્ત કરે. હે ખુદા! અંત્યજોને તથા તમામ ગેર મુસ્લિમોને ઇસ્લામ તરફ આવવા હિંમત અને સાચી સમજ આપી તેમનું કલ્યાણ કરો!

રાંદેર તા૦ ૨૩-૧૦-૨૭

લી૦ સેવક

**મોહમ્મદ અમીન**

**વિસનગરી**

# અંત્યજ ભાઈઓને સંદેશ

ભાગ ૨ જો ૐ

## શુદ્ધિનું પોકળ

### ૧ શુદ્ર હિન્દના અસલ વતની છે.

સમયની ગતી ન્યારી છે. જે પ્રજા એક કાળે દેશની માલિક હોય છે તે બીજા કાળે ગુલામી અવસ્થા ભોગવે છે. એવીજ દશા કંઈ હિન્દના ૧૭ કરોડ શુદ્રો (અંત્યજોને બીજાઓ)ની છે. હાલના ગણાતા શુદ્રો જેમાં અંત્યજો પણ આવી જાય છે તેઓ એક કાળે હિન્દના ધણી અને અસલ વતની હતા. એ લોકો અનાર્ય કહેવાતા. આજથી પાંચ હજાર વર્ષ પૂર્વે આર્ય મધ્ય એશિઆમાંથી ખૈબરઘાટને માર્ગે હિન્દપર ચઢાઇ કરી અને અનાર્યોને ડુંગરોમાં નસાડી આ ભારતવર્ષને અનાર્યોનાં ખુનથી રંગી હિન્દના માલિક બની બેઠા જે અનાર્યો (હાલના કોળી, દુબળા ભિલ, ઢેડ, ભંગી વગેરે) કેદ પકડાયા તેમને આર્યાએ ગુલામ બનાવી રાખ્યા અને જે કંઇ અત્યાચારો બન્યા તે સર્વ તેઓ તેમનાપર કરી ગુજર્યા. આદિ હિન્દુ કોન્ફરંસ કે જે તા૦ ૨-૩ ફેબરૂઆરી સને ૧૯૨૬ ના દિને પ્રયાગ મુકામે ભરાઇ હતી

તેના પ્રમુખ બાબુરામચરણ તે હાઈ કોર્ટ વકીલ અને યુ. પી. ના લેજીસ્લેટીવ કાઉન્સિલના મેમ્બર સાહેબે આર્યો અને અનાર્યો વિષે પોતાના ભાષણમાં નીચે પ્રમાણે કહ્યું હતું:—

"રૂગ્વેદમાં એ વાતનો પ-તો મળે છે કે તે જમાનામાં બે કોમો કે જેઓ માંહોમાંહે એક બીજાની દુશ્મન હતી અને લડતી હતી તેમાંથી એક આર્યના નામથી ઓળખાતી હતી અને બીજી વૈશ્ય કે દાસ અથવા અનાર્યના નામથી બોલાવવામાં આવતી હતી. આર્યનો અર્થ આબરૂદાર માણુસ થાય છે વૈશ્ય કે અનાર્યનો અર્થ ચોર, બદમાસ અને ડાકુ વગેરે થાય છે, હવે અહીંયાં સ્વાલ એ ઉત્પન્ન થાય છે કે એવી કઈ કોમો હતી કે જે બધીને બધી ચોર, ડાકુ અને બદમાસ હોય. એક અખિલ કોમ આબરૂદાર અને બીજી અખિલ કોમ બદમાસ, ચોર ડાકુ હોય એ વાત જાહેરમાં ઘણીજ આશ્ચર્યકારક લાગશે; પરંતુ તમારી એ આશ્ચર્યતા તે વારે જતી રહેશે કે જયારે એ માલમ પડી આવશે કે પોતાને મોંઢે આપ વડાઈ કરી પોતે આબરૂદાર બની બેસનારી કોમ બહારથી સુવર્ણ ભુમિ (હિન્દુસ્તાન) માં આવી હતી અને અહિંયાંની જુની કોમ સાથે લડાઇ કરવા લાગી અને એજ કોમને અનાર્ય અને વૈશ્યનો ખિતાબ રૂગ્વેદમાં આપવામાં આવ્યો છે. રૂગ્વેદને ઇશ્વરી વાણી કહેવામાં આવે છે જો કે એને ગમે તેટલો

ધાર્મિક રંગ ચઢાવી રજુ કરવામાં આવે છતાં એ સર્વ ચાલો પોલિટીકલજ હતી. અહીંના સર્વે વતની જોરાવર હતા પરંતુ સીધા સાદા હોઈ દગાબાજ ન હતા. તેઓમાંથી જે જેઓને તાબે કરી દીધા તે તેઓને દાસ અર્થાત શુદ્ર બનાવી દીધા. વેદની ભાષામાં શુદ્ર કોઇ ખાસ જાત નાતનું નામ નહતું જેમકે હાલ સમજવામાં આવે છે પરંતુ એ ખાસ અર્થ-વાળો શબ્દ હતો અર્થાત શુદ્રનો અર્થ ગુલામનો હતો."

ભાઇઓ ! બાબુ સાહેબના ઉપરના ભાષણથી એ વાત સારી રીતે સમજાઇ હશે કે હિન્દુસ્તાનના અસલ વતની અનાર્ય કોમ છે, અને શુદ્ર એ કોમની એક શાખા છે, એ લોકોને આર્યોએ બળાત્કારે પોતાના ગુલામ બનાવી લીધા હતા. એથી એ વાત પણ સિદ્ધ થાય છે કે અનાર્ય કોમ અને શુદ્ર હિન્દુતાનની કુળવાન ને આબરૂદાર કોમો હતી જેવણુને આર્ય જાતિએ પોતાના જુલમો વાસ્તવિક ઠરાવવા અર્થે અખિલને અખિલ કોમને ચોર, બદમાસ, ડાકુ વિગેરેના નામથી ઉદ્દેશ્યા, અને એ પણ સાબીત થયું કે અનાર્ય કોમમાંથી જે લોકો આર્યને તાબે થયા તેઓને ગુલામ બનાવવમાં આવ્યા હતા.

## (૨) આર્યોએ શુદ્રને ગુલામ બનાવ્યા તે પણ એમની એક પોલિટીકલ ચાલ છે.

આ ત્રાસિત કોમને હંમેશાં નિચ અને ભુંડી દશામાં રાખ્યા, અને પોતાના સ્વાર્થની ખાતર એ કોમને કદી

ઉન્નતિએ ચઢવાની તક આપી નહિં. આથી એમની મતલબ એ હતી કે કંઈ આ કોમ ઉન્નતિએ ચઢી અમારી બરાબર ન થઇ જાય અને એમના દિલમાં દેશ પ્રેમની લાગણી ઉત્પન્ન ન થાય કે જેથી અમને (આર્યોને) હિન્દમાંથી કાઢી પોતાના હકો પર કાબુ મેળવી લે.

આ પ્રમાણે આ રિબાયેલી કોમને હંમેશાં ગુલામ બનાવી રાખવા માટે ઉપલી પોલિટીકલ ચાલને ધાર્મિક પોશાક પહેરાવવામાં આવ્યો અને એમના વાસ્તે નાદિરશાહી હુકમ ધાર્મિક રંગમાં ઘડવામાં આવ્યા, જેમકે "એત્રય બ્રાહ્મણ"માં લખ્યું છે કે "એક મનુષ્ય શુદ્રની માફક તારા ઘરમાં પેદા થશે જે બીજાઓનો ગુલામ બનશે અને જેને પોતાની મરજી મુજબ કાઢી મુકજો અથવા મારી નાખજો" "પંચવશી બ્રાહ્મણ"માં લખ્યું છે કે "શુદ્ર જો સારી હાલતમાં હોય છતાં ગુલામના સિવાય તે અન્ય કંઈ બની શકતો નથી એનું કામતો ફકત પોતાના પુંજ્ય (બ્રાહ્મણો)ના ચરણો ધોવાનું છે" મતલબ એ છે કે વેદોના વખતમાં શુદ્રને ફકત ગુલામ કહેવામાં આવતા, વેદોમાં કોઇ દુર્ગુણ યા કુટેવને લીધે અથવા દુરાચરણના લીધે તેમને શુદ્ર બનાવવામાં આવ્યા નથી. એતો ફકત પ્રપંચને ધર્મના બહાને ધતિંગ છે કે એક કોમ કે જે પોતે પોતાને આર્ય કહેવડાવી આ સુવર્ણ ભૂમિ (હિન્દ)ને લુટવા આવી અને

તેના અસલ વતનીને ગુલામ બનાવી અને જો કે હાલ ગુલામીનો રિવાજ નીકળી ગયો છે છતાં પાંચ હજાર વર્ષ સુધી સ્વતંત્ર ન કર્યા, આવી ગુલામીની દશામાં તે અનાર્ય હિન્દુઓને રાખવામાં આવ્યા કે જેઓએ ચઢાઇ કરનારા આર્યોની સાથે યુધ્ધમાં પડયા અને તાબે થઇ ગયા.

**(૩) આર્ય સમાજીઓ આજે અંત્યજો કે શુદ્રોની સાથે પ્રેમ બતાવવાનો ઢોંગ કરે છે તે પણ એક પોલિટીકલ ચાલ છે.**

જેવી રીતે આ રિબાયેલી કોમને ગુલામ બનાવવામાં આ કહેવાતી ઉંચ જાતિના રાજદ્વારી સ્વાર્થ છુપાયેલા હતા, તેજ પ્રમાણે આજ કાલ અંત્યજો સાથે પ્રેમ બતાવવા નીકળેલા આર્યોના પણ રાજદ્વારી સ્વાર્થ એમાં સમાયેલા છે. પોલિટીકલ કારણોને લઇને તેમને ગુલામ બનાવ્યા હતા અને તેજ રાજદ્વારી સ્વાર્થમાં ફેરફાર થવાથી હવે અંત્યજ ઉધ્ધારના પોકારો મચાવી રહ્યા છે. શું અમે એ લોકોને પુછી શકીએ છે કે મનુજી મહારાજના ધારા નષ્ટ થઇ ગયા ? મનુજી તો કહે છે કે "શુદ્ર જો કે ખરીદેલો હોય કે ન હોય તેની પાસે તો ગુલામનુંજ કામ લેવામાં આવે કેમકે શુદ્રોને બ્રહ્માએ બ્રાહ્મણોની ગુલામી માટેજ પેદા કર્યા છે, શુદ્રને જો છુટો કરી દેવામાં આવે છતાં એ ગુલામીથી છુટો થઇ શકતો નથી કેમકે એનામાં ગુલામી સ્વભાવિક

છે. તો એ ગુલામીને કોણ મટાવી શકે છે? બ્રાહ્મણ શુદ્રનો માલ વગર ડરે છિનવી શકે છે કેમકે જે કંઇ એની પાસે છે તેનો એ માલિક નથી. એની માલ મિલ્કત એના માલિક છિનવી શકે છે.” (જુઓ મનુસ્મૃતિ અધ્યાય ૮ શ્લોક ૪૧૩-૪૧૭) મનુજીએ સાત રીતે શુદ્ર બનાવવા કહ્યું છે તેમાથી એક રીત એ પણ છે કે જે માણસ લડાઈમાં કેદ પકડાય તેને પણ શુદ્ર બનાવી શકાય છે. શું અંત્યજોદ્ધારના પોકાર કરવા વાળાઓએ પોતાનો ધર્મ છોડી દીધો છે? અથવા કોઈ પોલિટીકલ ચાલથી તેઓ એમ કહે છે? અમે કેવી રીતે માની શકીએ કે પોતાના ધર્મ વિરૂધ્ધ કહેનારા સાચું કહે છે. મતલબ એમ છે કે લોર્ડ મિંટોએ હિન્દુસ્તાનને સ્વરાજ્ય આપવા સંબંધી એ વિચાર જાહેર કર્યો હતો કે પછાત પડતી કોમોને અલગ હકો આપવામાં આવશે. સને ૧૯૧૯ના સુધારા મુજબ નવી કોન્સિલો થઇ હિન્દીઓને મોટા મોટા હોદ્ધાઓ આપવામાં આવ્યા અને વસ્તીના પ્રમાણમાં મેમ્બરો બનાવવામાં આવ્યા. જે કોમની સંખ્યા વધુ હોય છે તેને ધારાસભામાં વધુ બેઠકો મળે છે. બસ પછી જોઇએ શું? સ્વાર્થની ખાતર આર્ય મહાશયો અને બીજા હિન્દુ લિડરો “અંત્યજોદ્ધાર કરો અંત્યજોદ્ધાર કરો”ના પોકારો પાડવા લાગ્યા.

મારા અંત્યજભાઈઓ! શું આ થોડાક હિન્દુ રાજદ્વારી નેત્તાઓની શેત્રંજ જેવી ચાલ નથી? શું તમે એ

જાળમાં ફસાવા માગો છો? કદી નહિં. તે કાળ ગયો કે જ્યારે આપણા મનુષ્ય હકને પણ એ જાતિ મહાપાપ સમજતી હતી. તમે આ કહેવાતા આર્યો કે જેઓ ખુદ પોતાને મોંઢે પોતાની વડાઈ વધારે છે અને પોતાના ચેહરા પર આબરૂનો પાવડર લગાડી આપણને ઢેડ અને શુદ્રના નામથી યાદ કરે છે એ સર્વને તમે કહી શકો છો કે તમારા વડવાઓએ અમારો દેશ ઝુંટવી લીધો, અમને ગુલામ બનાવ્યા અમારી આબરૂનો નાશ કરી અમારા માથે ચોરી અને બદમાસીનો કલંક લગાડયો, અમને વિદ્યાથી દુર રાખ્યા, અમને ધર્મથી અજ્ઞાન રાખવા માટે તમે એટલે સુધી ત્રાસ આપ્યો કે અમારામાંથી કોઈએ જો ભોગજોગે વેદનો કોઇ શ્લોક સાંભળી લીધો હોય તો તેના કાનમાં પીગળાવેલું સીસુ રેડી મારી નાખવામાં આવતો, અને એ બધા જુલ્મો હજારો વર્ષો સુધી જારી રાખ્યા અને જ્યારે આજે મુસલમાન બાદશાહો અને અંગ્રેજોના પ્રતાપે આ ત્રાસોમાં કંઈક ઘટાડો થયો ત્યારે આજે તમને મિત્રતાની ચિન્તા ઉત્પન્ન થઇ, તેનું કારણ શું? હવે તમારી ચાલ બાજીઓને અમે સારી રીતે સમજી ગયા છીએ. મારા ભોળા અંત્યજભાઇઓ! યાદ રાખો કે स्वार्थी दोषो न पश्यति (સ્વાર્થ દોષને ગણતો નથી)ની રીતીએ ચાલનારા હિન્દુઓ આજે આપણને પોતાની સંખ્યા બળમાં વધારો કરવા માટે આપણે અત્યંજ

ાઈઓ કહી રહ્યા છે. વળી આપણે યાદ રાખવું જોઇએ ૨૩ કરોડ હિન્દુઓના નામથી જે સરકાર તરફથી હકો ળે છે તે હકો આપણને મળતા નથી. જો કે આપણી ંખ્યા ૧૭ કરોડની છે અર્થાત ૭ કરોડ અંત્યજો અને ૦ કરોડ બીજા શુદ્રો (કોળી, ભિલ, દુબળા વગેરે પાછળ ડતી અનાર્ય કોમ આવી જાય છે) છે. છતાં કહેવાતી ઉંચ હેન્દુજાતિ એ હકો આપણને આપતી નથી અને એ જાતિને વે માલુમ પડયું છે કે નામદાર ગાયકવાડ અને અંગ્રેજ સરકારની હેરબાનીથી આપણે થોડી ઘણી વિદ્યા પ્રાપ્ત કરી આપણી અસલી દશાના જાણકાર થયા છીએ અને આપણે સમજ્યા છીએ કે આ દેશના ખરા માલિક અમે છીએ તેથીજ એ ઉંચ જાતિને ડર લાગ્યો છે કે કંઇ એવું ન થાય કે અંત્યજો પોતાના હકો શિખ અને મુસલમાનની માફક અલગ કરાવી લે. અને મોટા મોટા હોદ્દાઓ પ્રાપ્ત કરીલે. આ વાત એમને કેમ સારી લાગે? પ્રથમ તો જો એમ થાય તો એમનો લગભગ $\frac{1}{3}$ ભાગ એમની સંખ્યામાંથી કમી થાય. બીજું એ લોકોએ જેમને ગુલામીની જાળમાં રાખ્યા હતા તેઓ એમના ફંદામાંથી મુક્ત થતા જાય. એનો અર્થ તો એજ થાય છે કે કોઇ પણ રીતે અત્યંજ હિન્દુ અમારી ઉંચ હિન્દુ જાતિની જાળમાંથી નીકળી ન જાય કેમકે એમની સંખ્યાને આપણી સંખ્યામાં જોડી વધુ હકો મેળવીએ અને

એ હકોનો લાભ અંત્યજો ન આપતાં પોતે ખુદ સ્વાહા કરી જઇએ. શું કોઈ અત્યંજને ડિસ્ટ્રીક્ટ બોર્ડમાં ગવર્નરની સ્થાનીક ધારા સભામાં કે વોઈસરોયની કૌન્સિલમાં દેખાડી શકો છો, ? કે જેઓને એ કહેવાતી ઉંચ જાતિએ પોતાના મત આપી મોકલ્યો હોય ? અમે હિન્દુ જાતને ચેલેન્જ આપી કહી શકીએ છીએ કે તેઓ એકપણ ઉપરનું દૃષ્ટાંત આપી શકતા નથી. હા અલબત એમ થયું છે કે જો કોઇ લાયક અંત્યજ ભાઇએ કોઇ ધારા સભાના મેમ્બર થવા માટે ઉમેદવારી નોંધાવી હશે તો કંઇને કંઇ છળકપટથી એને હાર ખવાડી હશે. આ બાબતનો તાજો દાખલો હમણાંજ કાનપુરમાં બન્યો છે. ભાઇ દેવી દિન ચમાર કાનપુરમાં કૌન્સિલના ઉમેદવારી માટે ઉભા થયા પરંતુ કહેવાતી ઉંચ હિન્દુજાતિએ તેમને હરાવી દીધા એટલે તેઓ બેઠક મેળવી શક્યા નહિં; કેમકે દેવી દિનમાં મોટો દોષ એ હતો કે તેઓ અત્યંજ હતા. એવોજ સિદ્ધાંત અખિલ હિન્દમાં પ્રવૃતિ રહ્યો છે.

## (૪) હિન્દુ ધર્મમાં રહી અંત્યજો કદી ઉન્નતિ કરી શકતા નથી.

શુદ્ર કે અંત્યજ જો હિન્દુજ રહે અથવા આર્ય બની જાય તો પણ તેઓ કદી ઉન્નતિએ ચઢી શકતા નથી; કેમકે હિન્દુઓનો ધર્મશાસ્ત્રોજ ખુદ તેમને ગુલામ બનાવવાની

ફરજ પાડે છે. જે ધર્મ કોઇ કોમને ઉન્નતિ કરવાથી રોકે તે ધર્મ કદી સ્વીકારવાને લાયક નથી. હિન્દુસ્તાનની ૭–૮ કરોડ વસ્તી તદન ગુલામી જેવાં દશામાં છે. એમની સાથે કહેવાતી ઉંચ જાતિના હિન્દુઓ મેળમેળાપ કરતા તો રહ્યા પરંતુ તેમને અડકવામાં પણ મહાપાપ ગણે છે અને આજ પાંચ હજાર વર્ષ વિત્યા કેડે કહેવાતી ઉચ હિન્દુ જાતિના કેટલાક લિડરો હિન્દુઓને અંત્યજોને અડકવાની સલાહ આપે છે. આતો ફક્ત ગણત્રીના એક બે લિડરોનીજ સલાહ છે પરંતુ કેળવાયેલી હિન્દુજાતિની મનોદશા તો આજ સુધી તો તેવીને તેવીજ રહી છે. તેઓ આજ સુધી કદી અંત્યજો સાથે અડકવાના ભયે બેસતા સરખાએ નથી. એ શબ્દો મારા નથી પરંતુ હિન્દુ મોટા લિડરોએ કહ્યા છે અને સુરતમાંથી નીકળતા "હિન્દુ" પત્રે પોતાના તા. ૨૫–૯–૨૭ના અંકમાં ઉચાર્યો છે કે "ઘણી અફસોસની બાત છે કે હજુ કેળવાયેલા વર્ગ પણ અંત્યજોને અડકતા નથી" અરે હિન્દુ લિડરોની મનોદશા પણ તેવીજ છે બહાર-રથી તેઓ અછુત ઉધ્ધારના ખાલી પોકારો કરે છે પરંતુ તેમના દિલમાં તો પુરાણા સંસ્કારો ભરેલા છે. આ વાત અમારી સત્ય છે એ અમારા વિચારને નીચલી બિના ટેકો આપે છે: આર્ય પ્રવૃતિ ધાર્મિકસભા જે ડેરાડુન મુકામે સને ૧૯૨૬ ના મેળાવડા માટે ભરાઇ હતી તે વેળા મંજકુર

સભાના પ્રમુખ બિહારીલાલજી રબદાસે (ચમાર) એક દિવસ માટે સભાના સર્વ પ્રતિનિધીઓને ભોજન આમંત્રણ કર્યું પરંતુ ડેરાડુની આર્યસમાજે આમંત્રણ સ્વીકારતાં પહેલાં એ શરત લગાડી કે ભોજન તૈયાર કરનારા સર્વે બ્રાહ્મણોજ હોય અને બિહારીલાલે ફકત ભોજનનો ખર્ચજ આપવો. કહેવાય છે કે આથી બિહારીલાલે કહ્યું કે ભોજન કરવાની વ્યવસ્થા આર્યસમાજીયો કરી શકે છે પરંતુ ભોજન પીરસવાનું કાર્ય અમારી જાતના (ચમાર જાતિના) ત્રણ ચાર કેળવાયેલા અને સ્વચ્છ શખ્સો રહેશે. પરંતુ ડેરાડુની આર્યસમાજે બિહારીલાલની આ શરત મંજુર કરી નહિં. " (જુઓ લાહોર પ્રકાશ તા. ૨૧ એપ્રિલ ૧૯૨૬ પાન-૭) કદાચ બિહારીલાલ સ્વામી મહર્ષી દયાનંદ સરસ્વતિના શિક્ષણથી અજાણ હશે કે તેઓએ અંત્યજો સાથે ભોજન કરવાને, મા, સાસુ કે પુત્રીની સાથે વ્યભિચાર કરવા જેવું બતાવ્યું છે (જુઓ હિન્દી સત્યાર્થ પ્રકાશ) નહિંતર કહેવાતી હિન્દુ ઉંચ જાતિને આમંત્રણ આપવાનો વિચાર બિહારીલાલ હૃદયમાં લાવવાની હિંમત પણ કરત નહિં અફસોસ !

કયા મિલા અર્ઝે મુદ્દઆ કરકે
બાત ભી ખોઇ ઈલ્તિજા કરકે

જ્યારે કેળવાયેલા હિન્દુઓની આવી દશા છે ત્યારે તો અભણ વર્ગને ગામડાના લોકોનું તો પૂછવુંજ શું ?

અમારૂં તો માનવું છે કે હજુ કરોડો વર્ષો ગુજરી જશે તોયે હિન્દુ જનતા કદી અંત્યજોને પોતાના મંદિરમાં દાખલ કરવાની કે સાથે ખાવાની, કુવે પાણી ભરવાની કે બેટી વ્યવહારની કદીકાળે પણ છુટ આપશે નહિં. અરે! જે હિન્દુઓ ગામડામાં તો અંત્યજ ભાઇઓનો પડછાયો પણ પડવા દેતા નથી. તેમના ઘેરથી જેઓ વિસ કદમ દૂર રાખે છે જેઓને રસ્તામાં મળતાં દુર રાખવા માટે "વેગળા" "વેગળા"નો પોકાર કરી મુકે છે તે ગ્રામ્યજનોની મનોદશા કયા લિડરો કે મહાત્માઓ સુધારી શકશે? અમને તો ખાત્રી છે કે કરોડો વર્ષ ગુજરી જશે છતાંએ હિન્દુ જનતાના હૃદયમાં ઘર કરી બેસેલો અંત્યજો પ્રત્યેનો તિરસ્કાર કદી કદી મટશે નહિં, કારણકે તેમનાં ધર્મશાસ્ત્રોજ તેમને એમ કરવાનું શિખવે છે. જયાં સુધી એ ધાર્મિકશાસ્ત્રો દુનિયાંમાં મોજુદ છે ત્યાં સુધી અંત્યજોને હિન્દુ જાતિની ગુલામીમાંથી છુટકારો મળવો મુશ્કેલ છે. અંત્યજો સાથે ગુલામો જેવી નહિં પરંતુ ગુલામોથી પણ વધુ નિચ અરે પશુઓથી પણ અધિક બુરી વર્તણુંક આદરવાનું શિક્ષણ એ કહેવાતી હિન્દુ ઉંચજાતિના શાસ્ત્રોમાં છે. કોઇ ગાય, ભેંસ, બકરી અથવા કુતરા વિગેરે જાનવરોના અડકવાથી મનુષ્ય અપવિત્ર થતું નથી પરંતુ એક અંત્યજ મનુષ્ય જાતિને અડકવાથી અપવિત્ર થઈ જાય છે. ગાયનું ગુમુત્ર હિન્દુધ-

ર્મમાં પાઠ ગણાય પરંતુ અંત્યજ કોઇ પાણીને અડકી લે તો તે અપવિત્ર બને ને કદી પવિત્ર થાયજ નહિં. આર્ય-સમાજ કે જે પોતાની સમક્ષ પોલિટીકલ સ્વાર્થ રાખી કામ કરી રહી છે, નહિં કે ધર્મની ખાતર! આર્યસમાજીઓ હિન્દુશાસ્ત્રનું ઉલંઘન કરી અંત્યજોદ્ધારની ચળવળને ધાર્મિક રંગ ચઢાવી કામ કાઢી રહ્યા છે. નહિંતર વૈદકધર્મ પણ આ ગુલામીથી ભરપુર છે. મનુસ્મૃતિ કે જેને સ્વામી દયાનંદ સરસ્વતીમહારાજે પવિત્ર પુસ્તક માન્યું છે તેમાંથી કેટલાક હવાલા અત્રે ટાંકું છું.

(૫) અંત્યજ જાતિ માટે ધર્મશાસ્ત્રોના ધારા.

(૧) શુદ્રનું નામ અપમાનજનક અને બ્રાહ્મણનું નામ આનંદ આપનારૂં રાખવામાં આવે (મ. અ. ૨ શ્લોક ૩૧–૩૨)

(૨) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની હજામત, ચોટલી અને જનોઇ ૮–૧૧ વર્ષની વચમાં થવું જોઇએ પરંતુ (શુદ્રોને આ વાતોથી અભાગ્યા રાખ્યા છે કારણકે એ નિશા-નીઓ કહેવાતી ઉંચ જાતિની છે) (મ. અ. ૨ શ્લોક ૩૫–૩૭)

(૩) જનોઇ કે જે પવિત્રતાને વિદ્યાપ્રાપ્તીની આજ્ઞાનો પરવાનો છે તે શુદ્રને મળી શકતો નથી કારણકે શુદ્ર અપ-વિત્ર છે (મ. અ. ૨ શ્લોક ૩૬) (મ. અ. ૧૦ શ્લોક ૧૨૬)

(૪) જો શુદ્ર ખરીદવામાં આવ્યો હોય અથવા ખરીદ કરેલો ન હોય તો પણ તેની પાસે દાસ (ગુલામ)નું કામ

લેવું જોઇએ કેમકે બ્રાહ્મણના દાસ-કર્મને માટે શ્રી બ્રહ્માજીએ શુદ્રને પેદા કર્યો છે (મ. અ. ૮ શ્લોક ૪૧૩-૪૧૪)

(૫) શુદ્ર ધન સંગ્રહ કરી શકતો નથી (મ. અ. ૧૦ શ્લોક ૧૨૯)

(૬) બ્રાહ્મણ, શુદ્રદાસથી દોલત છીનવી લે એમાં કંઈ વિચાર કરે નહિં કારણકે એ દોલત એની માલિકીની નથી એ નિર્ધન છે (મ. અ. ૮ શ્લોક ૪૧૭)

(૭) બ્રાહ્મણ પાસેથી સેંકડે બે ટકા, ક્ષત્રિયથી ત્રણ ટકા વૈશ્યથી ચાર ટકા અને શુદ્રથી પાંચ ટકા વ્યાજ માસિક લેવું જોઇએ (મ. અ. ૮ શ્લોક ૧૪૨)

(૮) જો બ્રાહ્મણ શુદ્રને ચોર કહી દે તો બ્રાહ્મણ પાસેથી બાર રૂપીઆ દંડ લેવામાં આવે અને જો શુદ્ર બ્રાહ્મણને ચોર કહી દે તો તેનું અવયવ કાપવાને પાત્ર છે (મ. અ. ૮ શ્લોક ૨૬૭-૨૬૮)

(૯) જો શુદ્ર, બ્રાહ્મણ ક્ષત્રિય અથવા વૈશ્યને કટુ વાણી કહે તો તેની જીભમાં કાણું પાડી દેવામાં આવે કારણકે એ અવયવ નિચથી અર્થાત પગમાંથી પેદા થયો છે (મ. અ. ૮ શ્લોક ૨૭૦)

(૧૦) જો શુદ્ર, (અરે તું ફલાણા બ્રાહ્મણથી નિચ) એવા ઉંચ સાદે બ્રાહ્મણ વિગેરેના નામ કે જાતને કહે તો તેના મોંમાં બાર આંગળના લોઢાનો બળતો સળીઓ ઘોંચી

દેવો જોઈએ (મ. અ. ૮ શ્લોક ૨૭૧) (વાહરે ધર્મ! આતે ધર્મ!! બલીહારી જાઉં આવા ધર્મ પર!!!—લેખક)

(૧૧) જો શુદ્ર બ્રાહ્મણોને ગર્વથી ધર્મનો ઉપદેશ કરે તો તેના મોઢા અને કાનમાં ગરમ તેલ રાજા નાખે (મ. અ. ૮ શ્લોક ૨૭૨) (જો ગરમ તેલ કાનમાં નાખવામાં આવે તો ફરી માણસ જીવતો રહે કે મરી જાય? આતો અંત્યજો માટે ખરો મનુ મહારાજનો અનુપમ ન્યાય!)

(૧૨) ચંડાળ વિગેરે મોટા માણસોના (બ્રાહ્મણ) અવયવ પર જે અવયવ વડે મારે તે અવયવને કાપી નાખવાની મનુજીની આજ્ઞા છે (મ. અ. ૮ શ્લોક ૨૭૯) હાથથી મારે તો હાથ કાપી નાખવો જોઇએ અને પગથી મારે તો પગ કાપી નાખવો જોઈએ (મ. અ. ૮ શ્લોક ૨૮૦)

(૧૩) નિચ માણસ (શુદ્ર વગેરે) ઉંચ માણસ (બ્રાહ્મણ)ની સાથે એક આસન પર બેસેતો તેની કમરમાં એંધાણી (ડામ) કરી કાઢી મુકે અથવા એવી રીતે એના કુલા કાપી નાખવામાં આવે કે જેથી તે મરી ન જાય (મ. અ. ૮ શ્લોક ૨૮૧)

(૧૪) (શુદ્ર) ગર્વથી શરીર પર થુંકે તો બંને હોઠ છેદી નાખવામાં આવે અને પેસાબ કરે તો પેસાબ ઇંદ્રિય કાપી નાખવામાં આવે અને પાદે તો ગાંઠ કાપી નાખવામાં આવે (મ. અ. ૮ શ્લોક ૨૮૨)

(૧૫) જો શુદ્ર, બ્રાહ્મણના વાળ, પગ, દાઢી, ગરદન અથવા અંન્ડ (પેળીઆ) ગર્વથી પકડી લે તો તેના હાથ કાપી નાખવા જોઇએ એ વિચાર ન રાખવો જોઇએ કે તેને વેદના થશે (મ. અ. ૮ શ્લોક ૨૮૩)

(૧૬) જે ગુન્હા માટે કતલની સજા નિર્માણ કરવામાં આવી છે તે ગુન્હા માટે બ્રાહ્મણનું ફક્ત માથું મુંડવામાં આવે અને શુદ્ર વગેરે બીજી જાતિઓને કતલ કરવામાં આવે (મ. અ. ૮ શ્લોક ૩૭૮)

(૧૭) બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યની સ્ત્રી સાથે જો શુદ્ર વ્યભિચાર કરે તો તેની પેસાબ ઇંદ્રિય કાપી નાખવામાં આવે અને તેનો માલ છિનવી લેવામાં આવે અને પછી કતલ કરવામાં આવે (મ. અ ૮ શ્લોક ૪૭૪)

(૧૮) નિચવર્ણ (શુદ્ર) વાળો ઉંચ (બ્રાહ્મણ) વર્ણનો ધંધો કરવા માંડે તો રાજા તેની દોલત છિનવી તેને દેશમાંથી કાઢી મૂકે (મ. અ. ૧૦ શ્લોક ૯૬)

(૧૯) બ્રાહ્મણની સેવા એ શુદ્રનું મોટું કાર્ય છે એને છોડી જે બીજું કરે છે તે સર્વે નિષ્ફળ જાય છે (મ. અ. ૧૦ શ્લોક ૧૨૩)

(૨૦) શુદ્રનું તપ, ત્રણે વર્ણોની સેવા કરવી તે છે (મ. અ. ૧૧ શ્લોક ૨૩૫)

(૨૧) વેદ શુદ્રની પાસે વંચાય નહિં (મ. અ. ૪ શ્લોક ૯૯ )

એ ૨૧ હવાલા મનુસ્મૃતિમાંથી નકલ કરવામાં આવ્યા છે જેને વાંચી દરેક સમજુ માણસ સમજી શકે છે કે હિન્દુધર્મના લોક તે આર્યસમાજી હો, કે સનાતની હો, અંત્યજ અને શુદ્રોની અધોગતિના તેઓ કેટલા પ્રમાણમાં જુમ્મેદાર છે. આવાજ નિર્દય, નિર્લજ અને અક્કલથી ઉંધા કાનુનો લઇ આર્ય મહાશયો પોતાના વૈદક ધર્મનો ઝુંડો અરબસ્તાન, યૂરોપ, અમેરિકામાં ઉરાડવાનાં સ્વપ્નાં દેખે છે. અને દુનિઆંના બીજા ધર્મોને નષ્ટને નાબુદ કરી ૐ નો ઝૂંડો ફરકાવવાનાં સ્વપ્નાં તેમને સૂઝે છે.

ઉપલા શ્લોકો વાંચવાથી જણાય છે કે હિન્દુઓ અંત્યજોને પશુથી પણ અધિક નિચ ગણે છે તેનું કારણ એજ કે તેમના ધર્મશાસ્ત્રોજ એ પ્રમાણે શિક્ષણો આપે છે. તેમજ હિન્દુ ધર્મમાંથી જે હાલ આર્યસમાજ નામે નવો ધર્મ નીકળ્યો છે તેમાં પણ એ ગરીબ અંત્યજ કોમની કિંમત કેટલી અંકાણી છે તે સત્યાર્થ પ્રકાશના નીચેના હવાલાથી સમજાશે. એ આર્યસમાજે પણ આ ગરીબ અંત્યજ કોમની સહાય કરી નથી કે ઉંચ સ્થાને ચઢાવવાનું શિક્ષણ આપ્યું નથી બલ્કે તેમને તેજ દરજ્જામાં રાખ્યા કે જે દરજ્જામાં મનુ મહારાજે રાખ્યા હતા. એની સાબીતી માટે અમે સત્યાર્થ પ્રકાશમાંથી નિચેનો હવાલો અત્રે ટાંકીએ છીએ.

"શુદ્રને જોઈએ કે નિંદા, અદેખાઈ, અભિમાન વગેરે દુર્ગુણો તરછોડી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યની સેવા વાસ્તવિક રીતે કરે અને એજ દ્વારા પોતાનું જીવન નિર્વાહનાં સાધન પ્રાપ્ત કરે. શુદ્રનું ફકત એજ એક ગુણ અને આ એકજ કર્તવ્ય છે (સત્યાર્થ પ્રકાશ ૪/૩૮)

શુદ્રના સંબંધી ઉપરોક્ત પહેલા હુકમો મનુશાસ્ત્રના છે અને ઉપરનો છેલ્લો અભિપ્રાય સ્વામી દયાનંદ આર્ય સમાજના સ્થાપકનો છે. એ બંન્ને અભિપ્રાય એક બીજાને મળતા છે. હવે ત્યારે આજકાલના ગણ્યા ગાંઠયા આર્ય કે હિન્દુ મહાશયો અંત્યજોના ઉધ્ધાર માટે જે ચિસો પાડી રહ્યા છે તે શું ધર્મ વિરૂદ્ધ કરતા નથી ? શું મનુમહારાજ અને દયાનંદજીનું શિક્ષણ ખોટું છે ? શું મનુમહારાજે અને દયાનંદજીએ ભૂલ કરી હતી ? અને જો મનુજી અને દયાનંદજીનું શિક્ષણ હિન્દુઓ સાચુ માનતા હોય તો ઉપલા નેત્તાઓ અધર્મી ઠરતા નથી ? મનુમહારાજ અને દયાનંદ તો કહી ગયા છે કે અંત્યજો તો ગુલામી માટેજ સર્જાયેલા છે. ત્યારે હવે હિન્દુઓ પોતાના ગુરૂની આજ્ઞાનું શી રીતે ઉલંઘન કરી શકે ? કેવી રીતે તેમની (અંત્યજો) પાસે બેસી શકે ? કેવી રીતે તેમને કુવે પાણી ભરવા દે ? કેવી રીતે પોતાનાં દેવસ્થાને દર્શન કરવા દે ? આ બધું કરે તો શું તેઓ અધર્મી ના બની જાય ? હા, હા, થોડાક રાજદ્વારી

ચાલના મહાશયો સિવાય દરેકે દરેક હિન્દુ એમજ માને છે. અને તેજ પ્રમાણે આજ સુધી સર્વે વર્તી રહ્યા છે તેમાં જરાએ ફેરફાર થયેલો નથી. હાથ કંગણુને આરસી શી? કિંવા હિન્દુ જાતિની અંત્યજ ભાઇઓ પ્રત્યે જે ગેરવર્તણુક પહેલાં હતી તેવીજ ગેરવર્તણુંકના હાલ પણ ઠેર ઠેર સાક્ષાત દર્શન થાય છે અને મારા સર્વે અંત્યજ ભાઈઓ સારી પેઠે જાણે છે. એને માટે કંઈ દલિલની જરૂર નથી.

હે મારા અંત્યજ ભાઇઓ! મારે તમને એટલુંજ કહેવું જોઇએ કે જો તમારી દશા તમે સુધારવા માગતા હોય તો ઉભા થાઓ અને સાચા ધર્મને વળગી જુઠાને તરછોડો. શું બધા હિન્દુઓ તેમના ધર્મશાસ્ત્રથી ઉલટું કરી તમારી સાથે મેળ મેળાપ કરશે કે? હુંજ તમને પુછું છું કે ગણ્યા ગાંઠયા, બે, પચીસ આર્યો સિવાય કોણ તમને અડકે છે? અને આ અડકનારા આર્યોએ પણ પોતાના બોધ પ્રમાણે અમલ કરે છે કે કર્યો છે? શું એ હલચાવનારા આર્યોએ તમારી ભેગાં ભોજન કર્યું છે? તેમની છોકરીઓ તમને કોઇને પણ આપી છે? તમને દેવદર્શનમાં લઇ ગયા છે? ભાઇઓ એતો તમને ગુલામી-માંજ રાખવા માટે એમના ખાલી બરાડા છે. એ તો દાંત દેખાડવાના છે ચાવવાના નથી! કહેવાનું છે કરવાનું નથી! એ બે ત્રણ લિડરો, ગણ્યા ગાંઠયા હિન્દુ નેત્તાઓ પોતાના

કહ્યા પ્રમાણે કદાચ કરીએ ખરા પરંતુ અખિલ હિન્દુજાતિ કદી કદી પોતાના ધર્મની વિરૂધ્ધ કરશે નહિં કિંવા તમને મનુષ્ય હક આપશે નહિં, તમને અડકશે નહિં, તમને કુવે પાણી ભરવા દેશે નહિં, તમને તેમના મંદિરોમાં કદી કદી પેસવા દેશે નહિં એ ખચીતજ જાણુજો.

## (૬) હિન્દુઓએ શુદ્રો અને અંત્યજોને અધર્મી બનાવ્યા

જ્યારે હિન્દુઓએ ગરીબ, ભોળી અંત્યજ જાતિ માટે એવો કાયદો ઘડયો કે જો કોઈ શુદ્ર વેદના શ્લોક સાંભળી લે તો તેના કાનમાં પીગળેલું સિસુ રેડી દેવામાં આવે અને મનુજીએ બ્રાહ્મણોને એ આજ્ઞા આપી કે શુદ્રની પાસે વેદ ન વંચાય અને:શુદ્રને એમ કહી સમજાવી દીધા કે તમારી ઇશ્વર ભક્તિ એજ કે તમે બ્રાહ્મણ વગેરે ઉંચ જાતિની સેવા કરતા રહો અને એના સિવાય તમારી સર્વ ભક્તિ વ્યર્થ છે. તો પછી અંત્યજો ધર્મથી કેવી રીતે જાણુ-કાર થાત અથવા કોઈ પંડિત કે ધર્મના ઇજારદાર બ્રાહ્મણો પાસે જઇ કોઈ ધાર્મિક સ્વાલ પૂછવાનો ગુનો શા માટે વ્હોરી લેત? અને જ્યારે અંત્યજ જાતિ ધાર્મિક વિદ્યા પૂછી પણ નથી શકતી કે શિખી પણ નથી શકતી અરે! જેને સાંભળવાનો પણ ઓડર નથી, અને જે વિદ્યા પ્રાપ્ત કરવાનું નિશાન (જનોઇ) પણ રાખી શકતી નથી (મ. અ.

૨ શ્લોક ૩૯) તો પછી ધર્મ પ્રમાણે આચરણ કેવી રીતે કરી શકે? તેઓ પરમેશ્વરને કેવી રીતે ઓળખી શકે? ને કેવી રીતે ઈશ્વર પ્રાર્થના કરી શકે? જ્યારે અંત્યજો આ બધી બાબતોથી અજ્ઞાન અને અભાગ્યશાળી રહે તો એમ ખચીત કહી શકાય છે કે કહેવાતી ઉંચ હિન્દુજાતિએજ અંત્યજોને હંમેશને માટે અધર્મી રાખ્યા અને એઓએજ તેમને પ્રભુ જ્ઞાન ને પ્રભુ પ્રાર્થનાથી હંમેશને માટે દૂર રાખ્યા. અને તેઓને અધર્મી બનાવી મુકયા. આ છે કહેવાતી ઉંચ હિન્દુજાતિની ગુલામી અને સેવાનો અંત્યજ ભાઇઓને બદલો!

આ તર્કે મને આટલું કહી દો કે શું હજુ તમે એ કહેવાતી ઉંચ હિન્દુજાતિની ગુલામીમાં રહી અધર્મીજ બની રહેવા માગો છો? કે સત્ય ધર્મમાં દાખલ થઇ ધર્મિષ્ઠ બનવા માગો છો?

હે મારા અંત્યજ ભાઈઓ તેના જવાબ માટે તમારાજ અંતઃકરણને પૂછો મને ખાત્રી છે કે એ સ્વાલનો જવાબ તમારૂં અંતર એજ આપશે કે આપણે લાંબા સમય સુધી અધમ દશામાં રહ્યા માટે હવે તો જાગવું જોઇએ અને એ આર્ય કે હિન્દુની ગુલામીમાંથી નીકળી સત્યધર્મમાં દાખલ થવું જોઇએ.

## (૭) વેદનું શિક્ષણ અખિલ જગત માટે નથી

અંત્યજ અને શુદ્રોને માટે જે કાનુનો હિન્દુધર્મ શાસ્ત્રોમાં મળી શકે છે તેથી આ વાત સિદ્ધ થાય છે કે વેદ અખિલ જગત માટે નથી કેમકે જો અખિલ જગત માટે હોત તો આજે ૭ કરોડ અંત્યજોને પાંચ હજાર વર્ષ સુધી તેમને અધર્મી, અજ્ઞાની, ન રાખત અને વેદ શ્લોક ફક્ત સાંભળી લેવાથીજ તેમના કાનોમાં ગરમ ઉકળતા સીસાનો રસ રેડવાનો હુકમ ન આપવામાં આવત. આ બધી વાત ઉપરથી એ સિદ્ધ થાય છે કે પોતાના સ્વાર્થને ખાતરજ બ્રાહ્મણોએ વેદો ઘડી કાઢયા હતા અને તેથી એ પુસ્તક વિશ્વ પુસ્તક થઇ શકતું નથી અને એ પુસ્તક ઇશ્વરી પુસ્તક ગણવાને પાત્ર નથી અને તેથી વૈદિકધર્મ વિશ્વધર્મ નથી તે ચોકખું છે. તો શું મારા અંત્યજભાઇઓ ! આવા પોતાના સ્વાર્થને ખાતર ઘડી કાઢેલા હિન્દુ કે આર્ય વૈદિકધર્મમાં તમે રહેવા માગો છો ? કે સત્ય શોધક બની તમારા આ લોકને પરલોકના ઉધ્ધાર માટે વિશ્વધર્મ સ્વીકારશો ? એ વિશ્વધર્મ કયો છે તે અમે આગળ જતા જણાવીશું અને સાબીત કરીશું કે વિશ્વધર્મ કયો છે. પછી તમારી મેળેજ એનો નિર્ણય કરી લેજો. હાલ એટલું બસ છે.

## (૮) હિન્દુઓએ અંત્યજોને સંસારિક ઉન્નતિથી રોકયા

કોઇ પણ મનુષ્ય સંસારિક ઉન્નતિએ ત્યારેજ પહોંચી શકે છે કે જ્યારે તે ધન સંગ્રહ કરી વેપાર, હુન્નરઆદી કરે. પરંતુ આ ગરીબ અંત્યજ કોમને હિન્દુધર્મે એથી પણ દૂર રાખ્યા ને ધન સંગ્રહ કરવાની ચોકખી મનાઈ કરી. જો કોઇ ગરીબ અંત્યજ ભોગજોગે કંઈ ધન સંગ્રહ કરે તો બ્રાહ્મણ એ ધન બિચારા અંત્યજ પાસેથી લુટી શકે છે, અને જો વેપાર શરૂ કરે તો તેનો માલ બ્રાહ્મણ છીનવી લઈ શકે છે. આ પ્રમાણે હિન્દુજાતિએ અંત્યજોને ઉન્નતિથી રોકયા અને તેમની દશા નિચેના કાવ્ય પ્રમાણે થઇ ગઈ.

ન ખુદાહી મિલા ન વીસાલે સનમ
ન ઈધર કે રહે ન ઉધર કે રહે,
ગયે દોનો જહાંકે કામસે હમ
ન ઇધર કે રહે ન ઉધર કે રહે.

અથવા કુઓનના પવિત્ર શબ્દોમાં કહીએ કે:—

"ખસર દુનિયા વલ આખિરા":–તેઓએ આ લોકને પરલોક બંનેમાં નુકશાન ઉઠાવ્યાં"

હિન્દુધર્મ હિન્દુઓને તાબે છે તેઓ ધર્મને તાબે નથી આજકાલ જે ગણ્યા ગાંઠયા હિન્દુ નેતાઓ પોતાના ધર્મ વિરૂધ્ધ અંત્યજોને પોતાનામાં મેળવી લેવા માગે છે એથી એ વાત સિધ્ધ થાય છે કે હિન્દુ ધર્મ એના અનુ-

ચાયીઓના (હિન્દુજાતિ) તાબે છે. હિન્દુ 'પોતિકા ધર્મને તાબે નથી. એવા ધર્મનો શું ભરોસો કે જે મનુષ્યનેજ તાબે હોય! અને જ્યારે તે ધર્મના અનુયાયીઓ જ્યારે ચાહે ત્યારે તેને બદલી શકે. આજે અંત્યજોની ગરજ છે એટલે હિન્દુઓના કેટલાક નેત્તાઓ અંત્યજોને પોતાનામાં ભેળવી લેવા નિર્થક કોશિશો કરી લલચાવે છે અને કહે-વાતી ઉંચ જાતિના હિન્દુઓને અંત્યજોને મનુષ્ય હક આપવા માટે નિર્થક બરાડા મારી આગ્રહ કરે છે; પણ અંત્યજભાઈઓ એ તમારી ગણ્યા ગાંઠયા હિન્દુઓની દાંભિક રાજનિતી સારી પેઠે સમજી ગયા છે. તેઓ જાણે છે કે "ગરજ સરી તો વૈદ વેરી" અર્થાત જ્યારે હિન્દુઓની ગરજ સરી જશે અને કદાચ અંત્યજોની ભેગી હિન્દૂ સંખ્યા બળે સ્વરાજ્ય પ્રાપ્ત થઇ જશે (અમને તો ખાત્રીજ છે કે આવી દાંભિક રાજનિતીથી હિન્દુઓ કદી સ્વરાજ્ય મેળવી શકનાર નથી) તો ફરી પોતાની રાજ્યનિતી બદલતાં જરા-પણ અચકાશે નહિં કારણકે જે જાતિ પોતાના ધર્મમાં ફેરફાર કરતાં અચકાતી નથી તો રાજનિતી બદલતાં તેમને કોણ આડે આવનાર છે? અને સ્વરાજ મળતાંજ ફરી મનુસ્મૃતિના સિદ્ધાંતો પ્રમાણે ચાલતાં તેમને કોણ અટકા-વનાર છે? ટુંકમાં અંત્યજોને ગરજ સરતાં ફરી પુરાતન વખતની અધમ દશામાં રાખશે અને તેમના ધર્મના ફરમાન મુજબ અંત્યજોને રિબાવશે તેમાં કંઈ શક રહેતો નથી.

## (૯) સનાતન ધર્મ શું છે?

હિન્દુ ધર્મનાં શાસ્ત્રોના હુકમો અને શિક્ષણ અંત્યજ ભાઇઓ માટે આપણે જોયાં. હવે એ હિન્દુ ધર્મ શું છે તેની કંઇક રૂપરેખા આપણે જાણવી જોઇએ. આપણે જોયું કે એ ધર્મમાં રહી અંત્યજો પોતાનું કદી કલ્યાણ કરી શકતા નથી. હવે હિન્દુ ધર્મમાં રહી આપણે પરલોકજીવન સુધારી શકીએ છીએ કે નહિ તેનું જાણવું અવશ્ય છે. પ્રથમ હું હિન્દુ ધર્મના શિક્ષણની કંઇક રૂપરેખા ચીતરીશ ત્યારબાદ બીજા ધર્મોની સાથે મુકાબલો કરી બીજા ધર્મોનું શિક્ષણ તમારી આગળ મુકીશ. એ ધર્મમાંથી જેનું શિક્ષણ સ્વાભાવિક, વાસ્તવિક, અક્કલને અનુસરતું અને આ લોકને પરલોકમાં કલ્યાણ કરતા જણાય તે ધર્મ સ્વીકારો એ તમારી ફરજ છે હવે હું સનાતન ધર્મ શું છે તેના વિષે અત્રે કંઇક લખીશ.

સનાતન ધર્મ શું છે? લાખો પ્રભુઓ, દેવતાઓ, દેવીઓ, અને શેતાનોની પુજાનો જથ્થો છે. ગાય પણ પ્રભુ, શેતાન પણ પ્રભુ, ગણેશ (ગણપતિ) એટલે હાથી પણ પ્રભુ, અને હનુમાન એટલે વાંદરો પણ પ્રભુ, સાપ પણ ખુદા, અને આગ પણ ખુદા, પત્થર પણ ખુદા, નદી પણ ખુદા, જાતપાતનો એટલો બધો ફેર કે એક માણસનો પડછાંયો પડવાથી બીજો માણસ અપવિત્ર થઇ જાય છે.

દરીયાની મુસાફરી કરવાથી મનુષ્ય ધર્મ પણ ડુબી જાય છે. અને એમ છતાં અજબ જેવું એ કે કોઈ હિન્દુ રામને માને છે, કોઇ શિવને, કોઈ આગની પુજા કરે છે તો બીજો ગાયનો પેસાબ પીએ છે. કોઈ બકરાની કુરબાની કરવાને પોતાના મોક્ષ માટે જરૂરી સમજે છે. તો વળી કોઈ બીજો કહે છે કે જાનવરોને મારવાથી માણુસ બીજા જન્મમાં તેજ જાનવરનાં ખોળીયામાં જન્મ લેવો પડે છે. ત્યારે હિન્દુ ધર્મ શું છે એનો જવાબ એક ઘણોજ અશક્ય વિષય છે. જે માણુસ હિન્દુના ઘરમાં પેદા થાય પછી તેની ગમે તેવી માન્યતા હોય, જો તે ગાયને પૂજ્ય માનતો હોય તો તે હિન્દુ કહી શકાય છે કારણ કે લાહોરના હિન્દુ ન્યુસપેપર "ટ્રીબ્યુને" એક વખત લખ્યું હતું કે હિન્દુ સભાની મિટીંગમાં ફક્ત એકજ વાત એવી હતી જેનાપર બધા હિન્દુઓ એકમત હતા. અને એ વાત એ હતી કે ગાય પવિત્ર અને પૂંજ્ય જાનવર છે. એ વગર બીજા બધા વિષયો પર દરેક હિન્દુનો અભિપ્રાય જુદો હતો.

## (૧૦) આર્ય ધર્મ શું છે ?

હવે રહ્યું આર્ય ધર્મનું શિક્ષણ તો તે એ છે કે તેઓનો ખુદા ન ટળી શકે એવા નેચરના કાયદા કાનુનોથી જકડાયેલો છે. અને એ કાનુનો આગળ એનું કંઇ પણ ચાલતું નથી, તે એ કાનુનોનો બતાવવા વાળો નથી. બલ્કે

તેનો પાવર એક કંપનીના મેનેજર જેને કંપનીના કાનુનો પ્રમાણે અમલ કરવો પડે છે તેના કરતાં કંઈ વધુ નથી. તે કોઈ આત્માને તેના ગુન્હાઓથી છુટકારો આપી શકતો નથી. બલ્કે આત્માને દરેક સ્થીતીમાં પોતાની નેકીબદી એટલે ભલાઈ અને બુરાઈનો બદલો નવા જન્મમાં ભોગવવો પડે છે. તે કોઇના ગુન્હાઓને માફી કરી શકતો નથી. અને તે કોઇ નાબુદ ચીજને હસ્તીમાં લાવી શકતો નથી. મતલબ તેની શકતીનો અડસટ્ટો મનુષ્યની શકતી અનુસાર કરવામાં આવ્યો છે. બલ્કે આર્યાવરત એટલે હિન્દુસ્તાનને તેનું વતન નિર્માણ કરી દેવામાં આવ્યું છે. તો તે આ દેશ સિવાય બીજા કોઈ દેશમાં આત્મીક પેશ્વા (ખુદાઇ રસ્તો દેખાડનાર) કે ઋષિ પેદા કરી શકતો નથી. બાકી આર્યાઓના ખ્યાલ પ્રમાણે તો બીજા દેશોમાં જેટલા પેગંબરો અને બુઝુર્ગો માનવામાં આવે છે તે બધા ( નઉઝો બિલ્લાહ ) જુઠા, દાંભીક અને દગાખોર હતા.

## (૧૧) હિન્દુ ધર્મ ત્યાગવાનો સ્વાલ.

ઉપર આપણે જોયું કે ન સનાતન ધર્મનું શિક્ષણ કે ન આર્ય ધર્મનું શિક્ષણ એવું છે કે જે અક્કલ ને અનુસરતું કે સ્વભાવિક, વાસ્તવિક કે વિશ્વ ધર્મ કહી શકાય, તેમજ આપણને એ પણ માલમ પડી ગયું કે હિન્દુ કોમે અંત્યજો સાથે કેવી કેવી ગેરવર્તણુંક આદરી કરોડો મનુષ્યને

હજારો વર્ષ સુધી ગુલામ બનાવી રાખ્યા અને ગુલામો પણ કેવા ! કે પશુથી પણ વધારે નિચ અને અપમાન જનક દશામાં રાખ્યા. વળી સદંતરને માટે કોમી અપમાન સહન કરવા અને ભોગવવા અંત્યજોને કપાળે લેખ લખી આપ્યા. આ બધા કારણોથી અંત્યજો સારી પેઠે સમજે છે કે આવા ધર્મમાં રહી તેઓ પોતાની કદી ઉન્નતિ કરી શકતા નથી કે પોતાની અપમાન જનક દશાને કદી બદલી શકતા નથી. ત્યારે હવે આવા ધર્મમાં રહેવું અને તેને કબુલ રાખવો એ પોતાની ગુલામીના ખતપર પોતાના હસ્તે જાતેને પોતે સહી કરી તેને રજીષ્ટર કરાવવા સમાન છે

હે અંત્યજ ભાઇઓ ! જે ધર્મે તમને સ્હાય ન આપી તે ધર્મના અનુયાયીઓ તમને કયારે મદદ કરી શકે છે ? જયાં સુધી એક હિન્દુ, હિન્દુ છે ત્યાં સુધી કદી તમારી ઉન્નતિ કરવામાં મદદ કરી શકતો નથી. કેમકે તે પોતાના ધર્મનું કદી ઉલંઘ્ન કરી શકતો નથી એટલે લાચાર છે. તેઓ હંમેશાં તમને પોતાના પગના જોડા સમાન લેખે છે અને કદાચ સ્વાર્થની ખાતર માથે પણ રાખે છતાં ગરજ સરતાં તેને તો પગમાંજ પહેરશે. આ શબ્દો મારા નથી પરંતુ આર્ય સમાજીયોના એક મોભેદાર લિડરના છે. સ્વામી વિશ્વાધાનંદજી કે જે એક જોખમદાર વ્યકિત છે તેમણે આ શબ્દો કહ્યા અને તે પણ ઘરમાં બેસીને નહિ,

પરંતુ ગુરૂકુળ દલિત ઉદ્ધાર સભાના મહાન મેળાવડામાં કરેલા એક ઉપદેશ વખતના છે. તેઓ શું કહે છે તે લગાર ઠંડા હૃદયે હિન્દુભાઇઓ સાંભળે અને અંત્યજ ભાઈઓ શાન્ત દિલે એ પર વિચાર કરે, સ્વામીજી કહે છે કેઃ-

"વખત આવે છે ત્યારે નદિની પેલીપાર જવું પડે છે તો માણસ જોડા ઉતારી માથા પર મૂકી દે છે, માટે ભાઇઓ વખત આવ્યો છે કે અંત્યજોને ગળે લગાડી લ્યો" (અખબાર "તેજ" દિલ્હી તા. ૨૫ માર્ચ ૧૯૨૭) અર્થાત જોડા એક નિચ અને ગંદી વસ્તુ છે પરંતુ લાચારીના લીધે તેને માથા પર મૂકવા પડે છે તેજ પ્રમાણે આજકાલ મુસલમાનો અને ખ્રિસ્તીઓ તરફથી અંત્યજોને તેમના ઉદ્ધાર માટે પોતાના ધર્મમાં મેળવી લેવાની કોશિશો થઈ રહી છે તેથી વખત જોઇને આર્યસમાજોને કેટલાક સંગઠનની હિન્દુઓના તરફથી અંત્યજોને દમ દિલાસો આપવા ખાતર પોતાનામાં મેળવી લેવાનો ઢોંગ થાય છે, અને પછી જેમ પગનાં ખાસડાં પગમાંજ પહેરી લેવામાં આવે છે તેમ વખત જતાં ને ગરજ સરતાં શુદ્ર તે શુદ્ર, ને અંત્યજ તે અંત્યજ રહેશે ને એ કહેવાતી ઉંચ હિન્દુજાતિ તેમ રાખશેજ. ઉપરનું ભાષણ એક મોભેદારને જોખમદાર આર્ય વ્યક્તિનું છે અને તે એક મહાન મેળાવડામાં આપવામાં આવ્યું હતું આ ભાષણપરથી હિન્દુ અને આર્યસમાજીયોની મનોદશા અને તેમના હૃદયની શુષ્કતા જણાઇ આવે છે.

હિન્દુ તમને તમારો હાથ પકડી તમને પોતાના ભાઇઓની માફક સાથે બેસાડી શકતો નથી. હિન્દુજાતિના જુદી જુદી વર્ણોના સભ્યો એકજ પંગત પર બેસી ખાઇ શકતા નથી ત્યારે તમારી સાથે તો એક પંગતમાં બેસીજ કેમ શકે ? તેઓ તમારી સાથે લગ્ન વ્યવહાર કે બીજા સ્નેહ સંબંધ જોડી શકતા નથી. તેઓ સામાજીક કે સુધારાના સંબંધમાં તેઓ તમને પોતાનો પ્રતિનીધી બનાવી શકતા નથી અને આજકાલ જે અંત્યજ ઉદ્ધારના માટે જે પોકારો થઇ રહ્યા છે તે ફક્ત તમારી ગુલામીની સાંકળો વધુ ફેલાવા અને વધુ મજબુત કરવા માટે છે. નહિંતર તમને મનુષ્યના સરખા હકોની સમાનતા કેમ આપતા નથી? અને તમારી સાથે રોટી વ્યવહાર કેમ કાયમ કરતા નથી ! બેટી વ્યવહાર કેમ કાયમ કરતા નથી ! આજ મહાત્મા ગાંધીજી કોલેજોના નવયુવાન વિદ્યાર્થીઓ પાસે વિધવાઓ સાથેજ લગ્ન કરવાનાં વચનો લઇ રહ્યા છે પરંતુ હિન્દુ ઉંચ કહેવાતી જાતિના માબાપોથી એવું વચન નથી લેતા કે તેઓ પોતાની છોકરીઓ અંત્યજોનેજ આપે સામાન્ય વર્ગના હિન્દુઓની તો વાતજ જવા દો પરંતુ અંત્યજો ઉધ્ધારના દાવાદારોએ પોતેજ ઉપલી બિના પર અમલ કર્યો નથી. મારા અંત્યજ ભાઇઓ ! આજ તમારી સમક્ષ મોત અને જીંદગીનો સવાલ ઉભો છે. જો તમે હમણાં પોતાની

જાતિની ચિન્તા ન કરી અને આર્ય સમાજ અથવા કેટલાક પોલિટિકલ લિડરોની જાળમાં ફસી ગયા તો તમારી ગરદન ગુલામીથી કદી બહાર નીકળવાની નથી. આથી તમારી તો ફરજ છે કે આવા ધર્મને તમારે તો ત્રણ ત્રણ નમસ્કાર કરવા જોઈએ. જે ધર્મમાં તમને ગુલામી અને નુકશાન સીવાય કંઈ પણ સંસારિક કે ધાર્મિક લાભ નથી. હવે સવાલ એ રહે છે કે હિન્દુ ધર્મ મૂકી દઇએ તો બીજો ધર્મ કયો છે કે તમને પોતામાં મેળવી લેવા તૈયાર છે તમારી સમક્ષ બે ધર્મ:—ઇસ્લામ અને ખ્રિસ્તી છે. હવે એ બંન્ને ધર્મોમાંથી શ્રેષ્ઠ કયો છે? સામાજીક, આર્થિક, રાજ્યદ્વારી, ધાર્મિક લાભો કયા ધર્મમાં વધુ છે? એ સર્વનો વિચાર કરી એક ધર્મને પસંદ કરી તે ધર્મમાં સર્વે સાથે ને સાથે, અખિલ સમાજ સાથે દાખલ થઈ જાઓ એવી મારી નમ્ર સલાહ અંત્યજભાઈઓને છે.

હવે આપણે પહેલાં ખ્રિસ્તી ધર્મ શું છે તે તપાસીએ.

## (૧૨) ખ્રિસ્તી ધર્મ શું છે.

ખ્રિસ્તી ધર્મમાં એમ કહેવાય છે કે પરમેશ્વરના ઇન્સાફે તેની કૃપાને જકડી રાખેલી છે, ઇશ્વર ઇસુ ખ્રિસ્ત (હજરત ઈસા અલયહીસ્સલામ) ની મદદ વગર કોઈના ગુન્હા માફ કરી શકતો નથી, જગતનાં પાપ માફ કરવા માટે તેને પોતાનો પુત્ર પેદા કરીને ફાંસીપર ટાંગવો પડયો. તો પછી

ખ્રિસ્તીઓના એવા ખુદાની સાથે લગાર ઇસ્લામના અરહમુરરાહેમીન (બધા મહેરબાંનો કરતાં સૌથી મોટો મહેરબાન) નો મુકાબલો કરી જુઓ. કિંવા બંન્ને ધર્મના ખુદાને ઓળખવાના શિક્ષણમાં કેટલો તફાવત છે. ઇસ્લામ શિખવે છે કે ખુદા પોતાના બંદાઓ ઉપર ઘણોજ મહેરબાન અને દયા કરવાવાળો છે. જે એક છે, અનુપમ છે, જે બેપરવા છે, ન તો કોઇનો તે પૂત્ર છે, ન તેનો કોઈ પુત્ર છે. અને ના તેના સમાન કોઇ બીજો છે. ફરીયાદોનો સાંભળનાર છે પોતાના બંદાઓ ઉપર સો મા,બાપથી વધારે મહેરબાન છે.

## (૧૩) ખ્રિસ્તીઓમાં કાળા, ગોરાનો મહા મતભેદ છે.

યૂરોપમાં ગુલામીનો રિવાજ નથી પરંતુ ત્યાં ગુલામી બીજા રંગમાં હસ્તી ધરાવે છે. યૂરોપના લોકો, એશિયાના લોકોને પોતાના ગુલામ જેવા સમજે છે ખુદ યૂરોપમાંજ મુડીવાળા લોકો મજુરોને પોતાની ગુલામીની સાંકળોમાં જકડેલા છે બલ્કે યૂરોપની સામાજીક રિવાજોમાં ગુલામી ઘુસી ગઈ છે. ત્યાં એક ઉમરાવ (લોર્ડ) એક સાધારણ માણસની બરાબર ગણાતો નથી, ખુદ ચર્ચ (ખ્રિસ્તી દેવળ) કે જે ખુદાનું ઘર કહેવાય છે ત્યાં પણ નાના મોટાનો ભેદ રાખવામાં આવ્યો છે. ત્યાં મોટા માણસોની જગા અલગ હોય છે અને ગરીબ માણસોની અલગ હોય છે.

વળી ખ્રિસ્તીઓમાં આકાશ અને અવનિ જેટલો અંતર કાળા, ગોરાનો હોય છે. યૂરોપ, અમેરિકાના ઉજળા રંગના ખ્રિસ્તીઓ કાળા રંગના ખ્રિસ્તીઓ સાથે ગુલામ કરતાં પણ વધુ નીચ વર્તણુંક આદરે છે. એટલે ખ્રિસ્તી થવું એ કાળા બ્રાહ્મણની ગુલામીમાંથી નીકળી ગોરા બ્રાહ્મણ (યૂરોપિયન ગોરા લોકો) ની ગુલામીમાં જવું બરાબર છે કિંવા એક મુસીબતમાંથી છુટી બીજી મુસીબતમાં પડવા સમાન છે, અથવા વરસાદથી નાશી પડનાળ (નેવાં) નીચે ઉભા રહેવા સમાન છે એટલે વાઘના મોંમાંથી છુટી સિંહના મોંમાં જવા સમાન છે.

ત્યારે કયો ધર્મ એવો છે કે તેમાં દાખલ થતાંજ તે ધર્મના માણસો સર્વ હકો આપવા તૈયાર થઇ જાય છે અને જાતિભેદ ભાવ જેઓમાં જરાયે નથી અને જે ધર્મમાં દાખલ થતાંજ તેના અનુયાયીઓ નવા માણસને પોતાનો ભાઈ લેખે છે અને જેમાં કાળી, ગોરી, પીળી કે લાલ ચામડીનો ભેદ નથી. અફગાની, તુર્કી, ઈરાની, અરબી, અંગ્રેજી, હિન્દી, અમીર કે ફકીર એકજ હારમાં ઉભા રહી ભેદભાવ વિના પ્રાર્થના કરી શકે છે, એવો ધર્મ કયો છે? એવો ધર્મ તે મારી નજરમાં વિશ્વધર્મ ઈસ્લામ છે. ઇસ્લામજ એવો સ્વાભાવિક ધર્મ છે કે જે અંત્યજોનો સર્વ રીતે જીવન ઉધ્ધાર કરનાર છે. એ ઈસ્લામના ભાઇચારામાં આપણે કેમ

દાખલ થવું જોઇએ કારણકે એના ભાઇચારામાં દાખલ થવાથી આર્થીક, સામાજીક, રાજદ્વારી અને ધાર્મિક ફાયદાઓ જે બીજા ધર્મોમાં છે તેના કરતાં એમાં વધારે છે. એ બધા ફાયદાઓ મેં મારા પહેલા પુસ્તક "અંત્યજ ભાઇઓને સંદેશ"માં જણાવી ગયો છું છતાં અત્યારે ઇસ્લામ ધર્મની કંઇક રૂપરેખા તમને બતાવીશ.

## (૧૪) ઇસ્લામ ધર્મ શું છે?

ઇસ્લામજ એક એવો ધર્મ છે કે દરેક જાત, દરેક વય, અને વંશના સ્ત્રી પુરૂષો માટે પોતામાં સંસારિક અને આત્મિક શિક્ષણ ધરાવે છે. એક જંગલી માણસ પણ જો ઇસ્લામી કાયદા કાનુન અનુસાર અમલ કરે તો તે ધીમે ધીમે મહાત્મા (વલી)ની પદ્વીએ પહોંચી શકે છે. તેમજ આ ધર્મ સ્વાભાવિક, અકકલને અનુસરતો હોવાથી તેના પર અમલ કરવાથી આત્મિક આનંદ પ્રાપ્ત થાય છે. ઇસ્લામની માન્યતા એ છે કે પરમેશ્વર એક છે, તે સૌથી શ્રેષ્ઠ મહાકૃપાળુ છે, દરેક ચીજનો ઉત્પન્ન કર્તા છે, દરેક કાર્ય કરવાની શક્તિ રાખે છે, તેણે આ જગતને કર્મસ્થાન એટલે કર્મ કરવાની જગા બનાવી છે, અને પરલોક એ કર્મફળ મેળવવાની જગ્યા છે, અને સારાંમાઠાં કર્મ પ્રમાણે મનુષ્યની આત્મિક ઉન્નતિ થાય છે, પરમેશ્વર સૌથી મહાન કૃપાળુ હોવાથી મનુષ્યનાં ઘણાંખરાં પાપોની ક્ષમા (માફી)

આપી શકે છે. અને સૌથી શ્રેષ્ઠ સખી દાતા હોવાથી તેઓ મનુષ્યને તેની લાયકાત કરતાં પણ વધુ ઇનામ અર્પણ કરે છે. આ લોકમાંજ તેની કુદરત પૂર્ણ થતી નથી પરંતુ તેની શક્તિ સર્વે લોકમાં છે. તે મનુષ્યના આત્માઓને આ સંસારમાં વારંવાર મોકલ્યા કરવાને બદલે પરલોકમાં તેમની આત્મિક આવશ્યકતાઓને અનુસરી મોકલી આપે છે. મનુષ્યનાં શિક્ષણ અને સત્યમાર્ગ બતાવવા અર્થે પરમેશ્વરે પ્રત્યેક દેશ અને કૌમમાં એક એક પેગંબર (ખુદાઈ સંદેશ પહોંચાડનાર) પેદા કર્યો છે. અલબત હવે કોઇ પણ પેગંબર આવવાની આવશ્યકતા નથી કારણકે પરમકૃપાળુ પરમેશ્વરે પવિત્ર કુર્આનમાં મનુષ્યનો ધર્મ સંપૂર્ણ કરી દીધો છે. આથી પેગંબર મોહંમ્મદ (સ૦) સાહેબ પરમેશ્વરના અંતિમ પેગંમ્બર છે. એમના પછી કયામત સુધી કોઇ પેગંમ્બર આવનાર નથી.

પવિત્ર કુર્આનનું શિક્ષણ કેટલું સ્વભાવિક છે! તે શિક્ષણ આપે છે કે ઉંડા વિચાર અને મનન કરો અને તમારી સર્વે શારિરીક અને આત્મિક શકિતઓનો વ્યાજબી ઉપયોગ કરો. પરમેશ્વરની પ્રસાદીઓ અને બક્ષિસો આ લોકમાં પ્રાપ્ત કરો અને પરલોકમાં તેની કૃપા અને પ્રસાદીના ઉમેદવાર બનો. વળી આગળ શિક્ષણ આપે છે કે કુર્આની કાનુનો જે બધા સ્વાભાવિક અને અક્કલને અનુ-

સરતા છે તેની વિરૂધ્ધ ચાલીને તમારા જીવ પર જુલમ આદરશો મા.

કુર્આનમાં ખુદા વારંવાર ફરમાવે છે કે આ દુનિયાં મેં રમત અથવા મજાક માટે ઉત્પન્ન કરી નથી બલ્કે મારા દરેક કાર્યમાં એક ઉદ્દેશ સમાયેલો છે તેથી તમે ખોટી સમજથી દોરાઇ તમારાં કાર્યોને બરબાદ કરશો નહિ.

પવિત્ર કુર્આનમાં બીજા પેગંબરોના અનુયાયીઓનું વર્ણન આપેલું છે. તે ઉપરથી આપણે બોધ ગૃહણ કરી શકીએ છીએ. કુદરતી દેખાવોનું વર્ણન છે જે પર મનન કરી આપણે લાભદાયક પરિણામો પ્રાપ્ત કરી શકીએ છીએ. વળી એમાં સાફ અને સચોટ સુચનાઓ આપવામાં આવી છે કે જે ઉપર અમલ કરીને આપણે (મનુષ્યજાતિ) આ લોક અને પરલોકમાં અનેક ફાયદા ઉઠાવી શકીએ છીએ. યૂરોપ, અમેરિકા વિગેરે પાશ્ચાત્ય દેશોની પ્રજાએ પવિત્ર કુર્આનના શિક્ષણના એ ભાગ કે જે આપણી સંસારિક જીવન સાથે સંબંધ ધરાવે છે તે પર અમલ કરીને મહાન લાભો અને ફાયદાઓ પ્રાપ્ત કર્યા છે.

એક હજાર વર્ષ પૂર્વે આરબ પ્રજાએ પવિત્ર કુર્આનની સંસારિક અને આત્મિક એમ ઉભય શિક્ષણપર અમલ આદરીને આ લોકને પરલોકમાં ઇઝઝત અને મોટાઇ પ્રાપ્ત કરી હતી.

પરંતુ કાળ પરિવર્તનની માફક હાલના જમાનાના હિન્દી મુસલમાનોના અમલમાં પણ પરિવર્તન થયું છે તેમનો કુર્આનના સંસારિક અને આત્મિક શિક્ષણ પર પુરો અમલ નથી અને આજ કારણે તેઓ રાજદ્વારી અને આર્થિક બાબતમાં પછાત પડતા દેખાય છે. મુસલમાનો આજે પણ પુરા કુર્આની શિક્ષણ પર અમલ કરતા થઈ જાય તો મને આશાજ નહિ પણ મારી ખાત્રી અને દૃઢ માન્યતા છે કે તેઓના પૂર્વજો જેમ જગતના ગુરૂ હતા અને જેમની વિરહાક મોરોકોથી ચિન સુધી વાગતી હતી તેવા તેઓ થઈ જાય એમાં ડરશો શક કે સંદેહ નથી.

એક બીજા જોડે પ્રેમ રાખવા, મનુષ્યજાતિ પર ઉપકાર કરવા, માત પિતા, સગા સ્નેહીઓની સેવા કરવા, ન્યાયથી વર્તવા, કોઇના પર જુલમ ન કરવા, વિદ્યા પ્રાપ્ત કરવા, બાળકોને કેળવણી આપવા, વેપાર કરવા, સત્યકર્મથી કમાણી કરી પોતાનું અને પોતાનાં બાળ બચ્ચાંઓનું ભરણ પોષણ કરવા, પરમેશ્વરના માર્ગમાં દાન કરવા, તોલ કરતી વેળા નમતું તોળવા, જે વસ્તુ પોતાને માટે ખરાબ ગણાય તે બીજાઓ માટે ખરાબ સમજવા. પરસ્પર સલામ કરવા, સર્વનું ભલું ઇચ્છવા, સંપ અને શાન્તિ સ્થાપન કરવા, અને ફિસાદ ઝગડાથી બચવા, પવિત્ર કુર્આન શિક્ષણ આપે છે. વળી તે શિખવે છે કે સ્વચ્છ રહો કેમકે પરમેશ્વર

સ્વચ્છ અને પવિત્ર છે અને તે સ્વચ્છ રહેનારાઓને પોતાનો મિત્ર ગણે છે.

કુઓન વળી ઉડાઉપણા અને કંજુસાઈથી બચવા, સ્ત્રીઓ સાથે ઉપકારથી વર્તવા, જુઠું ન બોલવા, હરામ વસ્તુઓથી બચવા, લાંચ રૂશ્વત ન લેવા, પોતાની વિરૂધ્ધ હોય છતાં સાચીજ સાક્ષી પૂરવા, આપેલું વચન પાળવા, શિક્ષણ આપે છે. તે ઉપરાંત એ શિખવે છે કે આ દુનિયાંમાં સુસ્ત બની બેસી ના રહો કેમકે જગત એ કાર્ય કરવાની જગ્યા છે. માટે જો આળસમાં રહી તમારી વય પુરાં કરશો તો પાછળ પસ્તાવું પડશે કારણકે ફરી અહીં આવવાની તક મનુષ્યને આપવામાં આવતી નથી.

પવિત્ર કુર્આનનું આત્મિક શિક્ષણ એ છે કે પરલોક (મરણ પછીની દુનિયાં) પર માન્યતા રાખો. મનુષ્યે એવો વિચાર ન કરવો જોઇએ કે મરણ પછી જીવનનો અંત આવી જાય છે મરણ પછી પણ માણસને પોતાનાં કરેલાં સારાં, નરસાં કર્મનો સારા કે નઠારા બદલા માટે પરલોકમાં ઉભા કરવામાં આવશે અને પોત પોતાનાં કર્મ પ્રમાણે સજા કે બક્ષીસ મળશે મનુષ્ય ઉત્પતિનો ઉદ્દેશ કૃપાળુ કીરતારની ભક્તિ કરવાનો છે માટે તેનુંજ સ્મરણ કરતા રહો કે જેથી તમારા હૃદય અને આત્માને આરામ અને આનંદ

મળતો રહે. દિવસમાં પાંચ વેળાની નમાઝ પઢવા, પાપોની ક્ષમા માગવા, સત્માર્ગ અર્થાત શરીઅતના સીધા માર્ગપર ચાલવા, અને આત્મિક અને સંસારિક પ્રસાદીઓ પ્રાપ્ત થવા માટે મહાન કીરતાર પાસે દુવા માગવા કુઆન તમને કહે છે. વળી તે શિખવે છે કે ખરેખર મોમીનો એક બીજામાં ભાઇ સમાન છે અને પરસ્પર લાગણી રાખો કિંવા એક બીજાના સુખ દુખમાં ભગીયા રહો. પરમેશ્વર સિવાય કોઇની પણ સમક્ષ પોતાને બેઆબરૂ કરો નહિં, સ્વમાન જાળવો, તમારી મનો કામનાને કાબુમાં રાખો અને આત્મિક શકતિઓને વધારો વળી સાથે સાથે તમારા જીવનની વ્યાજબી આવશ્યકતાઓને પુરી કરો કે જેથી તમે મધ્યમ માર્ગે આચરણ કરી શકો. મહાન પેગંબર હજરત મોહંમદ (સ. અ. વ) સાહેબના પવિત્ર પગલે ચાલો કે જેથી તમે પણ મહાન પ્રભુના પ્યારા થઇ જાઓ. કોઈ માણસથી એ કારણસર દ્વેશ કે અદાવત રાખો નહિં કે તે માણસ પર કોમનો, કાળા રંગનો, કે હલકી જાતનો છે. કીરતારના દરબારમાં તો તમારા અમલ, આચરણ પૂછવામાં આવશે.

આ છે વિશ્વ ધર્મ ઇસ્લામની ટુંક રૂપરેખા, પરંતુ હે મારા અંત્યજભાઇઓ! જેમ આપણે કોઈ સુંદર મકાન, ઝાડ, બાગ કે ખુબસુરત મનુષ્યનું ઉપર ટપકેનું ખાલી

રેખા ચિત્ર જોઇ લેવાથી તે મકાન, ઝાડ, બાગ કે મનુષ્યન સુંદરતા કે સૌંદર્યતાને અંદાજ થઇ શકતો નથી તેમ પ્રમાણે આ મારા નજીવા ખુલાસાથી વિશ્વધર્મ ઇસ્લામન અસલ ખુબસુરતી તેની આકૃષ્ણતા અને તેની ખૂબીયોને અંદાજો તમે કરી શકતા નથી એ સર્વ તો તમે ત્યારેજ જાણી શકો છો કે જ્યારે તે પવિત્ર કુઆન તેના ખુલાસ ભાષ્ય, અને મહાન પેગંબર મોહંમદ (સ.) સાહેબ અને તેમના સહાબીએ (સાથીઓ)ના પવિત્ર જીવન વૃતાંતોને અભ્યાસ કરશો ત્યારેજ માલુમ પડશે કે ઇસ્લામ શું છે અને તે કેવી મહાન ગણના કરવાને પાત્ર છે. ઇસ્લામધ એક એવો ધર્મ છે કે જે મનુષ્યને અપમાન ભરી દશા માંથી કાઢી ઉન્નતિના ઉંચ શિખરે પહોંચાડી આપે છે.

## (૧૬) ઇસ્લામી સમાનતા વિષે એક માલવી પંડિતની સચોટ શાક્ષી.

ઇસ્લામ ધર્મ અને તેની ખૂબીયો વિષે વાંચક વર્ગ કંઇક જાણ્યું હવે હું અત્રે ઇસ્લામી સમાનતા વિષે બે બોલ કહેવા ઇચ્છા રાખું છું પરંતુ તે વિષે કહું તે પહેલા ઇસ્લામી સમાનતા વિષે એક માલવી બ્રાહ્મણના વિચારે અત્રે ટાંકીશ જેથી વાંચક બંધુઓને સ્પષ્ટ જણાઇ આવશે કે હિન્દુ નેત્તાઓએ હિન્દુજાતિના હૃદયમાં એક પ્રકારની દ્વેષની લાગણીને તિરસ્કાર બેસાડી દીધો છે. અને તેને લઇને

હિન્દુઓ કોઇ કોઇ વેળા ઉપર ટપકેના ભાઇચારાના દેખાવો કરતા રહે છે. એ સિવાય એ લોકોમાં અસલી ભાઇચારા જેવું કંઇજ નથી. પંડિત મદનમોહન માલ્વીયા શુદ્ધિ અને સંગઠનના મહા નેતા છે, છતાંએ કોણ નથી જાણતું કે તેઓ અત્યજોની સાથે ખાવાપીવામાં પણ બાધ ગણે છે. એજ કારણથી તેઓ જો કે અંત્યજોદ્ધાર અને શુદ્ધિના પોકાર કરી રહ્યા છે છતાં અદ્યાપી પર્યંત તેઓએ કદી કોઇ અંત્યજ અથવા શુદ્ધ થયેલાની સાથે ખાનપાન વ્યવહાર કર્યો નથી, બલ્કે દિલ્હીમાં એક વખત અછુતો સાથે ખાવાનો પ્રસંગ આવ્યો તો આપ શ્રી ત્યાંથી પલાયન થઈ ગયા હતા. આજ આભડછેટના લીધે હિન્દુઓની સામાજીક જીંદગી જેટલા પ્રમાણમાં ખરાબ છે અને થઈ રહી છે તેનો અંદાજો કરવો હોય તો પંડિત માલ્વીજીના એક સગા પંડિત લક્ષ્મીકાન્ત ભાટસ સાહેબે જે લેખ "મુસ્લિમ આઉટલુક" (લાહોર)માં પ્રગટ કરાવ્યો છે અને જેનો અનુવાદ ઘણાખરા વર્નાક્યુલર વર્તમાનપત્રોએ પ્રગટ કર્યો હતો તે લેખ વાંચવાથી સ્પષ્ટ જણાઇ આવશે. મજકુર લેખનો ખુલાસો એમ છે કે પંડિત લક્ષ્મીકાન્ત ભાટસ માલ્વીયા સાહેબે પોતાની પુત્રીનાં લગ્ન કોઇ કારણોને લઇને એક ઉંચી જાતના બ્રાહ્મણની સાથે કરી દીધાં. એ ઉંચ જાતિના બ્રાહ્મણનો સંબંધ માલ્વીયા કુટુંબથી ન હતો. આ વાતને લગભગ ચાર અથવા

પાંચ વર્ષનો સમય વીતી ગયો હતો, છતાં આ લગ્ન પર નાતમાં થવાથી પંડિત મદનમોહન માલવીયા સહન ન કરી શકયા, અને આ ગુન્હાની સજા દેવા માટે માલવી ખાનદાનોના પંડિતોએ મદનમોહન માલવીયાના પ્રમુખપણા હેઠળ ગંગાનદીના તિરે કોન્ફરંસ ભરી. આ સભાએ પંડિત લક્ષ્મીજીના ઉપરના કાર્યને શાસ્ત્રો વિરૂધ્ધ ઠેરવી હંમેશ માટે તેમને સમાજમાંથી બરતરફ કર્યા, તે એટલે સુધી કે જ્યારે પંડિત લક્ષ્મીકાન્તનાં માતાજીનું અવસાન થયું અને જ્યારે તેમની પાયદસ્ત (દહનક્રિયા) ની તૈયારીયો થઈ તે વેળા પંડિત માલવીયાજીએ સભા ભરી હુકમ કર્યો કે જે પાયદસ્ત ક્રિયામાં ભાગ લેશે તેને સમાજ બહાર મુકવામાં આવશે અને વળી એમ સુચ્વાં કરવામાં આવ્યું કે એક વેળા પંડિત લક્ષ્મીકાન્તની મોટી પુત્રી મરણ પથારીએ પડી હતી છતાં તેને પોતાના બાપની સાથે મળવા ન દીધી. વળી પંડિત કેળદેવ માલવીયાજીને લક્ષ્મીકાન્તને આમંત્રણ આપવાના ગુન્હા બદલ સમાજમાંથી કાઢી મુકયા હતા, અને પંડિત સત્યદેવને પણ એજ કારણે સમાજમાંથી બરતરફ કર્યો હતા.

લક્ષ્મીકાન્તે ઉપર પ્રમાણેની કરૂણકથા લખવા પછી તેઓ ઇસ્લામી સમાનતા વિષે નીચે પ્રમાણે લખે છે. હિન્દુભાઇઓ અને અંત્યજભાઇઓ એ લખાણને લગાર ધ્યાન પૂર્વક વાંચશે એવી આશા આ રંક લેખક ધરાવે છે.

"જો હિન્દુધર્મની સાથે હું આટલો બધો પ્રેમ રાખું છું તે ધર્મ મારે માટે સંકુચીત બન્યો છે અને મને ડગલે ને પગલે ઠોકર ખવાડે છે. જો હું એમ કહું તો તે ખોટું નથી કે જો હું ઇસ્લામનો સ્વીકાર કરી લઉં તો મુસલમાનોમાં મને સમાન પદ્વી પ્રાપ્ત થશે. જો હું મુસલમાન થઈ જાઉં તો કોઇ વ્યવહારિક યા ધાર્મિક રોકાણ એવી ના હશે કે જેના લીધે હુ મોટામાં મોટા મુસલમાન તે એટલે સુધી કે સર અબ્દુરહીમની સાથે પણ સંબંધ ન જોડી શકું! પરંતુ સરત એટલી કે જે લાયકાત અને પદ્વી મને પ્રાપ્ત છે તેનાથી હું અભાગ્યશાળી ના રહું. હું ઇચ્છું તો મુસ્તુફા કમાલપાશાની સાથ બેસી ભોજન પણ કરી શકું, પરંતુ મને હવે હિન્દુધર્મ કોઇ પણ ઠેકાણે પોતાની ગોદમાં લઇ શકતો નથી."

આ છે તે લીડરોના અંદરખાનાની સ્થિતીનું ચિત્ર કે જે લીડરો રાત્રી દિવસ અંત્યજોદ્ધાર અને શુધ્ધિનાં બણગાં પુંકી રહ્યા છે. જે કોમની વર્તણુક પોતાનાઓની સાથે એવી હોય તેનાથી પારકાઓ સારી વર્તણુંકની શી આશા રાખી શકે છે? એ કામ માટે તો ખુદાએ મુસલમાનોનેજ પેદા કર્યા છે કે જેઓ ગુલામોને પણ મુક્ત કરી દીધા, અરે એટલુંજ નહિં બલ્કે ગુલામોને બાદશાહ બનાવી દીધા. એનાં દ્રષ્ટાંત જોવાં હોય તો હિન્દના ઇતિહાસનાં પાનાં

ઉથલાવી કોઈ પણ વ્યક્તિ જોઇ શકે છે. આમ થવાનું કારણ એકજ છે કે મુસલમાનોના ધર્મમાં ન જાતભાતની કુરૂઢી છે કે નથી તેઓમાં આભડછેટની ભૂંડી રીત. એમને ત્યાં સર્વ મનુષ્ય સમાન છે.

(૧૭) ઈસ્લામી સમાનતા અને ભાઈચારો.

હે મારા અંત્યજભાઇઓ ! જ્યારે તમને એ જણાઇ આવ્યું કે દુનિયાંનો કોઈ ધર્મ એવો નથી કે તમારી ધાર્મિકને સંસારિક ઉન્નતી કરી શકે તો હવે એક ઇસ્લામજ એવો ધર્મ છે કે તમારાં સર્વ સંકટો દૂર કરી શકે છે. તમને પુરી છુટ અને આઝાદી ફક્ત ઈસ્લામમાંજ મળી શકે છે અને તે એવી આઝાદી કે સ્વતંત્રતા છે કે જે દિવસ તમે મુસલમાન થશો તેજ દિવસે તમે ખોયેલા મનુષ્ય હકકો અને મનુષ્ય પદ તમને મળી શકે છે. મુસલમાનોમાં નવ મુસ્લિમનું માન અને ઇજ્જત પુરાણા મુસલમાનથી પણ વધુ હોય છે. મુસલમાનોમાં નવ મુસ્લિમને ઉંચ સ્થાને પહોંચાડવાની દરેક કોશિષો કરવામાં આવે છે તે ઇસ્લામી સમાજમાં માન અને ઇજ્જતની નજરે જોવાય છે અને તે વિદ્યા પ્રાપ્ત કરીને ઉંચામાં ઉંચા સ્થાને પહોંચી શકે છે. આજ કોઇ હલકામાં હલકો અંત્યજ મુસલમાન થઇ જાય અને વિદ્યા પ્રાપ્ત કરે અને સદાચરણ અને પરહેજગારને ઇસ્લામી કાનુન પ્રમાણે ચાલે તો તે કંઇ પણ

ભેદ વગર શહેરની મોટી મસ્જીદનો અધ્યક્ષ કે મહાન ગુરૂની પદ્વી મેળવી શકે છે. અરે જે ઇઝ્ઝત બીજી કોમમાં ખાસ ભણેલાઓને નથી મળતી તે ઇઝ્ઝત નવ મુસ્લિમને મળે છે. આ તમારા સેવકનો જાતિ અનુભવ છે કે મસ્જીદોમાં, પુસ્તકાલયોમાં, મંડળોમાં, મેહફિલોમાં અને સમાજોમાં મુસલમાનોમાં પરસ્પર એક સમાન વર્તણુંક આદરવામાં આવે છે. આ તમારો સેવક વણકર જાતિનો અંત્યજ નવ મુસ્લિમ છે. છતાં રાંદેરના મહાન મૌલ્વી સાહેબો અને ધનાઢય શેઠ સાહેબો મારા ખભાની સાથે ખભો અડકાવી નમાઝ એક હારમાં પઢી શકે છે. તેમજ એ સાહેબો કરતાં હું મસ્જીદની સફમાં પ્રથમ આવ્યો હોઉં તો એ સાહેબો કે કોઇ પણ સાહેબ મને ત્યાંથી ખસેડી શકતા નથી. આ છે ઇસ્લામની સમાનતાનું શિક્ષણ! છે કોઇ ધર્મમાં આવી સમાનતા? એક ફાટેલા વસ્ત્રે વાળો ચીથરેહાલ ફકીર કાબુલના નામદાર અમીરની સાથે એક ખભે ખભો અડકાવી એક હારમાં ઉભા રહી નમાઝ પઢી શકે છે આવી ખરી સચોટ અનુપમ સમાનતાનું કદી અને કોઇ બીજી જાતિમાં જોયું છે? એ તો વિશ્વધર્મ પવિત્ર ઇસ્લામનીજ ખુબી છે કે જેમાં ઉંચ, નીચ, કાળા, ગોરા, અમીર, ફકીર કોઇનો ભેદ નથી. સર્વ એક સમાન છે.

આજે એક અંત્યજ હિન્દુધર્મ છોડી ઇસ્લામનો સ્વીકાર કરે છે કે બીજેજ દિવસે તે અખિલ મુસ્લિમ

કોમનો પ્રતિનિધી બની શકે છે. માટે હે મારા અંત્યજ ભાઇઓ તમારી ગુલામીમાંથી મુક્તિ કે આઝાદી મેળવવાનો ફક્ત એકજ માર્ગ છે અને તે માન અને ઇજ્જતનો માર્ગ છે. તે માર્ગ ઈસ્લામનો દ્વાર છે. એક ઈસ્લામજ એવો ધર્મ છે કે જે સર્વે કોમોને એક સમાનતા અને ભાઈચારાનો પાઠ ભણાવે છે અને તેનું આમંત્રણ આપે છે, ઈસ્લામ મનુષ્યની અંદર ફક્ત એક ખુદાની પુજા કરવાની પ્રેરણા ઉત્પન્ન કરી તેને મનુષ્યતાના ઉંચમાં ઉંચ સ્થાને પહોંચડી શકે છે. અને એ હમારી કંઇ હિન્દુઓની પેઠે પોલિટીકલ ચાલ નથી બલ્કે ઈસ્લામજ અમને આ સમાનતાનું શિક્ષણ આપે છે. અમારા રસુલ (સ૦) નો હુકમ છે કેઃ—

"હે લોકો! તમારો માલિક પરમેશ્વર એકજ છે. અરબી (અરબનો વતની) ને કોઈ અજમી (અરબસ્તાન બહારની પ્રજા) પર શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી અને નથી અજમીને અરબી પર શ્રેષ્ઠતા, કાળો, ગોરાથી કંઇ શ્રેષ્ઠ નથી, કે નથી શ્રેષ્ઠ કાળાથી ગોરો. પરંતુ પરમેશ્વરથી ડરી ચાલનાર નિતીમાન તેજ મોટો. તમારામાંથી અલ્લાહની નજીક તેજ સૌથી મોટો અને ઇજ્જતવાળો છે કે જે સૌથી વધુ મુત્તકી (ખુદાથી ડરી ચાલનાર નિતીમાન પુરૂષ) છે."

આ જગતમાં બે જુઠી મોટાઇઓ મનાય છે. એક જાતભાતની અને બીજી મોટાઈ ચામડીના રંગની છે. પરંતુ

ઈસ્લામે એ બંને જુઠી મોટાઇઓને નષ્ટ અને નાબુદ કરી અંત આણ્યો અને પોતાના અનુયાયીઓમાં એક એવી મહાન એકતા, એવો મહાન ભાઇચારો અને પ્રેમ સ્થાપન કર્યો છે કે જગતના કોઇ અન્ય ધર્મ એવું દૃષ્ટાંત રજુ કરી શકતો નથી. મુસલમાન પૂર્વનો હોય કે પશ્ચિમનો આફ્રિકાના ગરમ સહરાના રણનો કાળો હબસી હોય કે ઇંગ્લાંડના ઠંડા દેશનો ગોરી ચામડીનો અંગ્રેજ હોય એ સર્વ માંહોમાંહે એક બીજાના ભાઈ છે. મને મુસલમાન થયે વધુ દિવસ થયા નથી પરંતુ હું હાલ કહી શકું છું કે પૂર્વથી લઇને પશ્ચિમ સુધીની મોરોકોથી લઈને ચિન સુધીની અને ઉત્તરથી દક્ષિણ સુધીની તમામ ઈસ્લામી મસ્જીદોની એક એક ઇંટ પર મારો એટલોજ હક છે કે જે પુરાણામાં પુરાણા મુસલમાનનો છે. કાબા શરીફની સૌથી મોટી મસ્જીદની એક એક વેંત જમીન પર મને તેટલોજ હક પ્રાપ્ત છે કે જેટલો હક તુર્કીના પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ વિર મુસ્તફા કમાલ, ઇરાનના શાહ રઝાખા પ્હેલવી, કાબુલના બાદશાહ અમાનુલ્લાહખાન હિજાઝનો વિર ઇબ્ને સઉદ અને હૈદ્રાબાદના નામદાર નિઝામ સરકારને પ્રાપ્ત છે.

હે મારા અંત્યજ ભાઇઓ! ઇસ્લામના ભાઇચારામાં આવા મહાન સ્વતંત્ર બાદશાહોને અમીરો છે. આ બધા મોટા મોટા ઇસ્લામના ભૂપતિઓ સાથે એકજ હારમાં ઉભા

રહી ખભેથી ખભે અડકાવી નમાઝ પઢી શકું છું. તેઓની એટલી સત્તા નથી કે તેઓ દુનિયાંના નૃપતિ હોવા છતાં મારા જેવા ગરીબને તેઓ હઠાવી શકે. આ છે ઈસ્લામની અનુપમ સમાનતા. આવો દ્રષ્ટાંત દુનિયાંના કોઇ પણ બીજા ધર્મની જાતિમાં નથી અરે ઈસ્લામની સાનતો એ છે કેઃ—

બંદઓ સાહિબો, મોહતાજો, ગની એક હુએ,
તેરી સરકારમેં પહોંચે તો સભી એક હુએ.

આ સમાનતા અમને અમારો ધર્મ ઈસ્લામે શિખવી છે. કુર્આનનું શિક્ષણ એ છે કે "ઈન્નમલ મોમિનુના ઇખવતુન"

અર્થાત સર્વ મોમીનો માંહોમાંહે એક બીજાના ભાઇ છે. મુસલમાનોમાં ઉંચ પદવી તેની ગણાય છે કે જે સૌથી ખુદાની વધારે ભક્તિ કરે છે અને જે સર્વ દુર્ગુણોથી વધુ બચતો રહે છે. કુર્આન કહે છે કે "ઇન્ના અકરમાકુમ ઇનદલ્લાહે અતકાકુમ" "તમારામાંથી પરમેશ્વરની નજીક બુઝુર્ગ તે છે કે જે પાપોથી બચે છે" પછી તે સૈયદ હોય કે શેખ, મોગલ હોય કે પઠાણ યા અંત્યજ કે બ્રાહ્મણથી બનેલો નવ મુસ્લિમ.

અંત્યજ ભાઈઓ ! આ તો ઈસ્લામનું સાચું અને સમાનતાવાળું શિક્ષણ છે. આ કંઈ હિન્દુ કે વેદિક ધર્મ

નથી ! કે જેમાં સત્તર પ્રકારના વર્ણાશ્રમ હોય અને કંઇ પણ ગુણ વગરજ એકને મોટો કરી બીજાને નિચ ગણ્યો હોય, અને તે એજ માટે કે તે અંત્યજને ઘેર પેદા થયો, અને એક નજીવા ગુન્હા માટે એક અંત્યજ હિન્દુના કુલો કાપવામાં આવે, ત્યારે બ્રાહ્મણને નિર્દોષ ઠરાવવામાં આવે ! (જુઓ મનુસ્મૃતી)

આ છે વેદિક ધર્મની ઉદારતા અને સમાનતા ! જે માટે આર્યસમાજીષ્ટો એવાજ ધર્મની ગુલામીમાં રાખવા માટે આકાશ અને પાતાળ એક કરી રહ્યા છે, અને અંત્યજોને ખોટી ખોટી અભિલાષાઓ આપી પંપાળી રહ્યા છે. માટે હે અંત્વજભાઇઓ ! તમે જાગૃત થાઓ અને તમારી દશાનું ભાન કરી આ કહેવાતી ઉંચ હિન્દુ જાતિની ગુલામીની ધુંસરીને ફેંકી દયો, અને એ જાતિની ગુલામીની સાંકળોને તોડી ફોડી ચૂરેચૂરા કરી નાંખો.

જે ધર્મનો પ્રભુ તમને અપક્ષપાતી હોઇ ન્યાય આપી શકતો નથી તમને ઉંચ પદ્દી આપી શકતો નથી પણ ગુલામીમાંજ રાખવાની આજ્ઞા કરે છે; તે પ્રભુના અનુયાયીઓ તમને શો ઇન્સાફ અને સમાનતાના હકો આપવાના ? અને તમારી શી ઉન્નતિ કરી ઉંચે સ્થાને પહોંચાડવાંના ?

માટે હે મારા અંત્યજભાઇઓ જો તમને તમારી કોમની અધોગતીની ખરી લાગણીજ હોય, તમારા ભવિ-

બ્યની પ્રજાની અને તમારી સંસારિક, સામાજીક અને ધાર્મિક ઉન્નતિ કરવાની ખરી ધગશ હોય તો ઉઠો અને ખરે માર્ગે સત્ય ધર્મ ઇસ્લામના ભાઈચારામાં દાખલ થવાની કોશિષ કરો. ઈસ્લામના દ્વાર તો હંમેશાં ખુલ્લાં છે કેવળ ઇચ્છા અને કોશિષ કરવાની જરૂર છે. તમારા-માંના વિદ્વાનોની ફરજ છે કે તેઓ જગેજગ ભાષણ કરી તમારી જાતિપર કહેવાતી, હિન્દુ ઉંચ જાતિના થતા અન્યાચો અને અત્યાચારોથી સચેત કરે અને તેમને પોતીની સામા-જીક, ધાર્મિક અને રાજદ્વારી ઉન્નતિ માટે ઈસ્લામના ઝૂંડા તળે આવવા લોકોની મનોવૃતિ કેળવે. જ્યારે આમ થશે ત્યારેજ અંત્યજોની દશા પલટાશે નહિંતર અધોગતિજ રહેશે

## (૧૮) મુસ્લિમ બીરાદરોને બે બોલ

અંત્યજ ભાઇઓને મારે જે કહેવાનું હતુ તે કહ્યું, જે નીચ અને દયાજનક દશા તેમની થઇ રહી છે, તે દશાનું ભાન કરાવવાની મારી ફરજ હતી તે ફરજ અદા કરી અને જે સીધો માર્ગ અને શ્રેષ્ઠ વિશ્વધર્મ બતાવવાનો હતો તે બતલાવ્યો હવે એ વિશ્વધર્મ ઈસ્લામમાં પોતાની સંસારીક, સામાજીક કે રાજ્યદ્વારા અને ધાર્મિક ઉન્નતિને ખાતર અંત્યજભાઇઓ એક પછી એક કે ટોળે ટોળાં સમાજ સાથે દાખલ થાય એ કાર્ય મેં અંત્યજોના અંતઃકરણ અને ન્યાય બુધ્ધીને સોંપ્યું છે. તેઓ મારી વાતને સ્વિકારે અથવા એક કાનથી

સાંભળી બીજે કાને કાઢી નાખે પરંતુ મારી તો જે ફરજ અંત્યજભાઇઓ પ્રત્યે હતી તે અદા કરી.

આ પછી હું એ બોલ મારા મુસ્લિમ બંધુઓને કહેવા ઇચ્છા રાખું. હે મારા મુસ્લિમ બીરાદરો ! હું પહેલાં વણુકર જાતિનો એક અંત્યજ હતો હાલ મુસલમાન છું, પહેલાં ખુશાલભાઈ હતો, હાલ મોહમ્મદ અમીન છું, પહેલાં નિચ કહેવાતો હાલ તમારી બરાબર છું. હું અને તમે બે નથી બલ્કે આપણે એક છીએ. એથી આપણી ફરજ છે કે જે સાત કરોડની એક કોમ ગુલામીની સાંકળોમાં જકડાયેલી છે. જેમને હિન્દુજાતિના ધર્મ અને ત્રાસે મનુષ્યતામાંથી કાઢી પશુત્વથી અધિક નિચ દરજ્જામાં પહોંચાડયા છે. તેમને આપણામાં મેળવી લેવા જોઇએ. આપણા ધર્મની તાલીમ છે કે "ફલક તહમલ અકબતા વમા અદરાકા મલ અકબા ફકકો રક બતીન" અર્થાત મનુષ્ય ઉંચ શિખરે ( પદવી ) ચઢવાની કોશિષ નથી કરતો અને તમને શી ખબર છે કે ઉંચ શિખર શું છે ? ( જે પર મુસલમાનોએ ચઢવું જોઇએ ) તે ગુલામોને આઝાદ કરવાનું છે." માટે હે મારા મુસ્લિમ બંધુઓ ! ગુલામોને આઝાદ કરવું એ ઉંચમાં ઉંચ સ્થાને ને ઉંચમાં ઉંચ પદ્દીએ પહોંચવા સમાન છે. અહીંયાં એમ અર્થ કદી થતો નથી કે તમે સ્વતંત્ર લોકોને પકડી ગુલામ બનાવી તેમને

ફરી મુકિત આપો, પરંતુ વાતતો એ છે કે, અને તે સ્પષ્ટ છે કે જે પુસ્તક (કુર્આન) ગુલામોને મુક્તિ આપવાના કાર્યને ઉંચ અને નેકી (પુન્ય) લેખે છે તેના નજીક આઝાદને ગુલામ બનાવવામાં વધુ પાપ શું હોઈ શકે છે ? સત્ય વાત તો એ છે કે મહાન પુસ્તક કુર્આનની દ્રષ્ટીમાં તે થોડાક ગુલામ નહુતા કે જેઓને આરબ લોકોએ ખરીદી રાખ્યા હતા. બલ્કે તે "સર્વ શકિતમાન" ગેબની વાત જાણનાર સર્વજ્ઞ ખુદા કે જેણે કુર્આન ઉતાર્યું તે જાણતો હતો કે ગુલામી એક અથવા બીજા રંગમાં હંમેશાં દુનિયામાં કાયમ રહેશે અને મુસલમાનોનું એ કાર્ય રહેશે કે તે કોમોને ગુલામીની દશામાંથી કાઢી ઉંચ સ્થાને પહોંચાડે. મુસલમાનોને યાદ રાખવું જોઇએ કે આર્ય હિન્દુ જાતિ ફક્ત હિન્દના અસલ વતની શુદ્ર કે અંત્યજને એકલી ગુલામ બનાવવા નથી માગતી પરંતુ તેઓ હવે રાજદ્વારી દ્રષ્ટીએ મુસલમાનોને પણ ગુલામીની દશામાં મૂકવા માગે છે. આથી મુસલમાનો માટે સમય આવ્યો છે કે તેઓ તૈયાર થઇ જાય અને અંત્યજ ભાઇઓ પ્રત્યે લક્ષ આપે અને તેમને ગુલામીની નીચ દશામાંથી કાઢી તેમને પોતાના ભાંઇ બનાવી બળવાન બનાવે અને એ ફરજ તમારા પર કુર્આને નાખી કે મુસ્લિમો ઉંચ શિખરે ચઢે. તે ઉચ શિખર શું છે ? ગુલામોને આઝાદ કરવાનું ઉત્તમ કાર્યજ

ઉંચ શિખર છે. મુસલમાનોએ જો એ ઉંચ પદ્વીએ ચ
હોય તો આ અંત્યજ ભાઇઓને કહેવાતી હિન્દુ (
જાતિની નીચ ગુલામીમાંથી મુકત કરે. અંત્યજોને હિ
ધર્મ સહાય કરી શકતો નથી કે પોતાની ગુલામીમ
આઝાદ (મુકત) કરી શકતો નથી કેમકે હિન્દુ ધર્મ શ
એથી વિરૂદ્ધ છે. પરંતુ મુસલમાનો એને પોતાના
અને તેના રસુલનો હુકમ સમજી ઉભા થઈ જવું જો
અને સર્વે એકત્ર થઈ ઇસ્લામનો સંદેશ અંત્યજ જા
પહોંચાડવો જોઇએ, અને તેમના ઉંદ્ધાર અને ઉન્ન
ખાતર કહેવાતી ઉંચ જાતિની ગુલામીમાંથી કાઢવા અર્થે
એ ભાઇઓને સતમાર્ગ અને સતપંથ સુઝાડવો જોઇએ.
દરેક મુસ્લિમે એવી પ્રતિજ્ઞાજ લેવી જોઇએ કે હું મારી
જીંદગી સુધીમાં પાંચ અંત્યજ ભાઇઓને ઈસ્લામી ભાઈ
બનાવી કહેવાતી ઉંચ જાતિની ગુલામીમાંથી કહાડીશકે
જે ગુલામીમાં તેમને હજારો વરસથી હિન્દુ જાતિએ રાખી
મુકયા છે.



# ઉપસંહાર.

સાત કરોડ અંત્યજો કહેવાતી ઉંચ હિન્દુજાતિની સામાજીક ગુલામીમાં જીવન પુરૂં કરે એ પણ એક ચમત્કારિક બીના છે. એ ચમત્કાર અને પ્રતાપ હિન્દુ ધર્મના શાસ્ત્રોનાં છે, એ શાસ્ત્રોએ એમને હજારો વરસ સુધી ગુલામ અને પશુ કરતાં પણ વધુ અધીક દશામાં રાખ્યા અને હજુ પણ કંઈક અંશે દશા તેવીજ છે. જો કે મુસ્લિમો અને અંગ્રેજોના આવ્યા પછી, મનુસ્મૃતિ પ્રમાણે બ્રાહ્મણો શુદ્ર (અંત્યજો વગેરે) પાસે ધન છીનવી શકતા કે જરા દોષ માટે અંત્યજનું અવયવ કાપી શકતા, કે વેદ વાંચતાં કાનમાં ગરમ તેલ રેડી શકતા, કે, તેમના મ્હોંમાં બાર આંગળ લોઢાનો ધગધગતો સળીઓ ઘોચી શકતા નથી, કારણ કે અંગ્રેજ સરકાર અને મુસ્લિમોના પ્રતાપથી અંત્યજો પર હિન્દુઓના કેટલાક નિર્દય અત્યાચારો બંધ થયાં છે, પરંતુ હજુએ તેઓ જ્યાં સુધી હિન્દુ છે, ત્યાં સુધી હિન્દુઓની સામાજીક ગુલામીમાં તો સડવાનાજ. તેઓ પડતીના ખાડામાં રહેવાનાજ. જ્યાં સુધી તેઓ ધર્મ પરિવર્તન ન કરે ત્યાં સુધી તેઓ કદી ઉન્નતિ કરી શકતા નથી, એ સર્વ ઉપરો-

કત પ્રકરણોમાં આપણે જોયું અને આર્ય ધર્મની પોલિટીકલ શુદ્ધિનું પોકળ પણ આપણેં જોયું. એ સમાજમાં પણ અંત્યજ ભાઇઓની દશા તેવીને તેવીજ રહે છે. ગણ્યા ગાંઠયા પાંચ પચ્ચીસ આર્યો સિવાય કોઇ તેમને અડકતું નથી, અને અડકનારા આર્યો પણ અંત્યજો સાથે બેટી વ્યવહાર કે રોટી વ્યવહાર કે સરખા હકો આપવાના નથી. એ તો આર્ય સમાજીઓનઃ અંત્યજોને સામાજીક ગુલામીમાં રાખી તેમની વધુમતીનો લાભ ઉઠાવવા ખાતર રાજદ્વારી પ્રપંચ છે. એ લોકો દાંત દેખાડવાના ને ચાવવાના જુદા રાખે છે. કહે છે કંઇ ને કરે છે કંઇ. કદાચ બે ચાર હિન્દુ લિડરો પોતાના કહ્યા પ્રમાણે વખતને જોઇને કરશે એ ખરા. પરંતુ તેથી અખિલ હિન્દુજાતી પોતાના ધર્મ વિરૂદ્ધ કદી કરશે નહિં કિંવા અંત્યજોને મનુષ્ય હક આપશે નહિં, તેમને અડકશે નહિં. તેમને કુવે પાણી ભરવા દેશે નહિં, મંદિરોમાં પેસવા દેશે નહિં, એ બિલકુલ સત્યને અનુભવેલી બીના છે. ત્યારે હવે અંત્યજોએ કરવું શું ?

હવે અંત્યજો માટે ધર્મ પરિવર્તન કર્યા વગર છુટકો નથી હિન્દમાં મિશનરી ધર્મ બે છે. એક ખ્રિસ્તી અને બીજો ઇસ્લામ. ખ્રિસ્તી ધર્મમાં પણ કંઇક અંશે સામાજીક ગુલામી છે. વળી કાળા ગોરાનો ત્યાં મહાભેદ છે. તેથી અંતે વિશ્વધર્મ ઇસ્લામનો આસરો લેવા સીવાય અંત્યજોને

છુટકો નથી. એક ઇસ્લામજ એવો ધર્મ છે કે અંત્યજો ત્યાં દાખલ થતાંજ તેમને સર્વ સમાન હક્કો પ્રાપ્ત થશે, ઇસ્લામમાં કેમ દાખલ થવું તે સર્વે મારા અંત્યજભાઇઓ સંપૂર્ણ રીતે જોઇ શકયા છે. એટલે અહીંયાં વધુ ઉલ્લેખની જરૂર નથી. મેં ઇસ્લામનો સાચો સંદેશ અંત્યજભાઇઓ સુધી મેં મારૂં કર્તવ્ય સમજી એક ફરજ બજાવી છે. હવે અંત્યજ વિદ્વાનોની ફરજ છે કે તેઓ પોતાના ભાઇઓને ભાષણો દ્વારા, લેખો દ્વારા તેમની નીચ દશાનું ભાન કરાવે અને તેમને સ્વમાનની લાગણી તેઓમાં ઉત્પન્ન કરાવે અને ઇસ્લામનો સાચો સંદેશ તેમના કાન સુધી પહોંચાડે. અંત્યજ અગ્રેસરોની ફરજ છે કે તેઓએ સમાજો એકઠી કરી પોતાની દશા સુધારવાને હિન્દુજાતીની સામાજીક ગુલામીમાંથી છુટકારો મેળવવા અર્થે ધર્મ પરિવર્તન કરવા માટે સોના મતો લઇ એકી સાથે ઇસ્લામી ભાઇચારામાં દાખલ થવા વ્યવસ્થા કરે. દરેક સામાન્ય અંત્યજભાઈની ફરજ છે કે આ પુસ્તક પર એકાંતમાં મનન કરી બસ એજ નિર્ણય પર આવે કે ગમે તે ભોગે પણ હું મારી ભવિષ્યની પ્રજાની ખાતર આ નીચ દશામાંથી નીકળી આ લોકને પરલોક સુધારવા ખાતર વિશ્વધર્મ ઇસ્લામનાં વર્તુલમાં દાખલ થઇ જઇશ. જ્યારે આમ થશે ત્યારેજ અંત્યજભાઇઓની ખરી ઉન્નતિ થશે. નહિંતર તેમની દશા

કોઈ કાળે પણ બદલાશે નહિં. અંતમાં આ મારા લખાણમાં એક અસર ઉત્પન્ન થાય અને મારા અંત્યજભાઈઓના હૃદયોમાં એક ઈસ્લામની લગ્ની લાગે એજ મહાન કીરતારથી આ રંક લેખકની યાચના છે, અને છેવટે મારો દાવો છે કે તમામ સ્તુતિને પાત્ર રબ્બુલ આલમીન છે.



## શુદ્ધિના આમંત્રણને
## સોંપેલી તીલાંજલી.

(પવિત્ર ઇસ્લામથી પાવન થયાં પહેલાં મેં મારા હિન્દુ જાતીના કડવા અનુભવ વિષે એક કાવ્ય રચ્યું હતું તે અત્રે ટાંકું છું— લેખક)

( ગઝલ )

ભરેલી સ્વાર્થની શુદ્ધિ, જહાનમમાં જવા દેજો,
પ્રપંચી જાળ છે શુદ્ધિ, જહાનમમાં જવા દેજો.
અમારા ભાઈ અંત્યજો, કહીને આજ ભેટો છો,
દગો શું પેટમાં છે જી, જરા અમને કહી દેજો.
તમો તો નીચને હલકા, અધમ ગણતા હતા અમને,
અરે ઓ દાસ મતલબના, વખત આવે દગો દેજો
અમારા પ્રાણ જાતાં પણ, નથી પાણી તમે પયું,
તમારા યાદ છે શબ્દો, "અડકશો વેગળા રહેજો".
તમારા ઘોર જુલમોને, અમો ક્યાં વિસરી જઇએ,
તમો સ્વરાજ લઇને પણ, વળી પાછો દગો દેજો.

અમારા હકો લેવાની, તમારી દુષ્ટ દાનત છે,
નથી સ્વરાજની પરવા, તમો પોતે કહી દેજો.
અમોને મંદિરોમાં, રેલ્વેમાં પુસ્તકાલયમાં,
તમે ક્યાં પેસવા દીધા, તમો પોતે કહી દેજો.
બન્યા છો પરગજુ આજે, અમારી ઉન્નતિ કરવા,
બિછાવી જાળ શુદ્ધિની, હવે વાંધા કરી દેજો.
અમારી જોઇને ચઢતી, તમે ઠોકર સદા મારી,
હવે શું ઉન્નતિ કરશો, તમારી બસ કરી લેજો.
અમારૂં રાજ્ય લઇ લીધું, અમારી લક્ષ્મી લૂંટી,
ડુબાવ્યો માનવી હક પણ, હવે બદલો લઇ લેજો.
તમારી સ્વાર્થી શુદ્ધિ, નહિં જોઇએ નહિં જોઇએ,
અડકશો વેગળા રહેજો, અડકશો વેગળા રહેજો.

